# પદ્યપાઠ

## સંગ્રહ ૧

ECTIONS FROM GUJARATI POETRY

PART I

સંગ્રાહક

કેશવલાલ હર્ષદરાય ધ્રુવ

અને

ડાહ્યાભાઈ પીતાંબરદાસ દેરાઃ

અમદાવાદ.

મેકમિલન ઍન્ડ કંપની, લીમીટેડ,

મુંબઈ.

૧૯૨૨



કિંમત રૂ. ૦-૮-૦

# પદ્યપાઠ

## સંગ્રહ ૧

## SELECTIONS FROM GUJARATI POETRY

## PART I


સંગ્રાહક

કેશવલાલ હર્ષદરાય ધ્રુવ

અને

ડાહ્યાભાઈ પીતાંબરદાસ દેરાસરી,

અમદાવાદ.



મેકમિલન એંડ કંપની, લીમીટેડ,

મુંબઈ.

૧૯૨૨




રૂ. ૦-૮-૦

Published by F. E. Francis, Manager, Messrs. Macmillan and Co., Ltd. 276, Hornby Road, Bombay
and
Printed by Manilal Itcharam Desai at
**THE GUJARATI PRINTING PRESS**
No. 8, SASSOON BUILDINGS, CIRCLE, FORT,
BOMBAY.

# બે બોલ.



આ સંગ્રહમાં પાંચ કવિની કવિતામાંથી ઊતારા આપ્યા છે. પ્રથમ કવિ દલપતરામનો સંપલક્ષ્મીસંવાદ આડકથાઓ મૂકી દેઈ સળંગ ઊતાર્યો છે. પછી સામળભટની અંગદવિષ્ટિમાંથી લંકાના ત્રાસની હકીકત લીધી છે. તે પછી વલ્લભભટના કળિકાળના ગરબામાંથી એતિહાસિક ભાગ તારવી કાઢીને છાપ્યો છે. ત્યારબાદ પ્રેમાનંદકૃત ભાગવત સપ્તમસ્કંધમાંથી હિરણ્યકશિપુના વધનું પ્રકરણ સમજાવ્યું છે. છેવટ ભાલણની રામબાળલીલાનાં પદ મૂકયાં છે. એ ઊતારા તે તે કવિની કવિતાનું કંઈક ઓળખાણ કરાવશે અને રસવૃત્તિ કેળવશે. સંગ્રહ હાઈસ્કૂલના ચોથા ધોરણના વિદ્યાર્થી માટે કરેલો છે.

અભ્યાસ સરળ અને સચોટ થાય એ અર્થ સાધવા સમજૂતી પૂરતા ખુલાસાથી આપી છે. વિવેચનમાં કવિની દૃષ્ટિએ કવિતાનો ભાવ અંતરમાં ઊતારવા ચીવટ રાખી છે. કવચિત સાહિત્યના પદાર્થનો પરિચય પણ કરાવ્યો છે. તે સાથે પ્રત્યેક ઊતારાની સમજૂતીને અંતે કવિ વિશે મુદ્દાની માહીતી પણ આપી છે.

ભાષાના સાહિત્યના વારસ ઊછરતી પ્રજા છે. એમની માલકીના એ ભંડારનો આ હિસ્સો એમના ઊપભોગ માટે છે. તેનો એ લાભ લો અને લાયકી મેળવો.

અમદાવાદ; તા૦ ૧૫ મી,<br>ઓગસ્ટ, ૧૯૨૧.

સંગ્રાહક.

# પદ્યપાઠ

## સંગ્રહ ૧

### સંપ લક્ષ્મી સંવાદ

#### દોહરા

પ્રગટ જગત જેણે કર્યું, ધરૂં તેહનું ધ્યાન;
સંપ લક્ષ્મી સંવાદની કથા સુણો સઉ કાન. ૧
શ્હેર એક મનસાપુરી, જીવરાજ નૃપ જ્યાંહ;
નિર્ધનશા નામે વસે વણિક એક તે માંહ્ય. ૨
ક્લેશી તેની કામની, ઇચ્છે ભૂષણ અંગ;
કડવાં કથન કહી કહી સદા લડે પતિ સંગ. ૩
હાથે ચૂડો હેમનો, હઇડે મુક્તાહાર,
તે સ્વપ્ને નહિ સાંપડ્યાં; એળે ગયો અવતાર. ૪
રળી રળીને નર બીજા ઘણા ઘડાવે ઘાટ;
હું રાખું તુજ જીવતાં અન્નતણા ઉચાટ! ૫

#### ચોપાઈ

કહ્યાં કથન કામનીએ મુખ, શેઠ સુણી દિલ લાગ્યું દુઃખ;
વસતી તજી વિચર્યો તે વાર, માંડયું તપ જઈ વન મોઝાર. ૬

કીધું જતન શિવ મળવા કાજ. રીઝયા રૂડા હર મ્હારાજ.
કહે મહેશ, વણિક! વર માગ. ભલાં જ પ્રગટ્યાં તારાં ભાગ્ય. ૭
શાહ કહે, શિવ! થયા પ્રસન્ન, ધારૂં એટલું આપો ધંન;
સઘળું જેથી પામું સુખ, દેખું નહિ કો દિન હું દુઃખ. ૮
એ સુણી શંભુ વિચારે ઉર, જણાય આ અજ્ઞાની જરૂર.
માગે મુખથી ધન મુજ પાસ; સમજે છે ધનમાં સુખવાસ. ૯
સંપ વિના ધન શું સુખ કરે? ધીરજ ધારી વિચાર ન ધરે.
વળી શિવજી ઊચર્યા શુભ વેણ દાસતણા દિલમાં સુખદેણ. ૧૦
જા તું, વણિક, નગર કર વાસ. પરિપૂરણ હું પૂરીશ આશ.
વળી સાંભળ શુભ બીજી વાત. પ્રગટે જ્યારે કાલ પ્રભાત, ૧૧
પ્હેલાં તું દેખીશ એક નાર; પછી પુરુષ પેખીશ તે વાર.
તે પાસે તું માગીશ જેહ, તરત તને સાંપડશે તેહ. ૧૨
એમ કહી શિવ થયા અદર્શ. હઇડે વણિક ન પામ્યો હર્ષ.
ઉર ધરી મેં શંકરની આશ, તેણે બતાવ્યું બીજા પાસ. ૧૩
શિવ પણ દીસે લોભી સહી. કોડી ઘરની આપે નહીં.
માગે માનત રોકડી સાર, આપે ફળ ધંધે ઊધાર. ૧૪
એમ ઊચરતો જન તે જાય. થિરતા તો મનમાં નવ થાય.
દ્રવ્ય વિના દુઃખ દેશે નાર, એમ વિચારી વસ્યો પુર બ્હાર. ૧૫

## દોહરા

વડો અધીરો વાણિયો બેઠો નગર બહાર.
જામની કાઢી જાગતાં વિધવિધ કરી વિચાર. ૧૬

આદિત્ય ઊગ્યે ઊઠિયો. પછી જઈ ગંગાતીર
કર પદ મુખ શુદ્ધિ કરી ન્હાયો નિર્મળ નીર. ૧૭
વસ્ત્ર ધરી વિચારિયું, વળી તપ કરૂં વિશાળ.
તેજ વખતમાં ત્યાંકણે સ્ત્રી દીઠી તત્કાળ. ૧૮
દુનિયાંને નહિ દેખતી. કરે ન પગ થિર ઠામ.
'વૈદ, વૈદ' મુખ બોલતી. ભાળી સુંદર ભામ. ૧૯
પૂછયું વણિકે પ્રીતથી તે નારીને ત્યાંહિ.
કોણ તમે છો? કયાંથકી આજ પધાર્યાં આંહિ? ૨૦
સુણી બોલી તે સુંદરી. હું લક્ષ્મી જગમાત.
આવી તુજ કારણ અહીં. શિવ પ્રેરી સાક્ષાત. ૨૧

## ચોપાઈ

આવીશ તુજ ઘર ભણી હું આજ, સારીશ ધનનાં સઘળાં કાજ.
સુણી હરખ્યો રહ્યા નિર્ધન નામ. ત્યાં પુરુષ દીઠો તે ઠામ. ૨૨
નેણ શીતળ. સ્નેહે ભરપૂર. દેખી આનંદ ઊપજે ઉર.
મુખમાં વાણી મધુરી ઘણી. તોડે અડચણ રસ્તાતણી. ૨૩
નર રૂડો દેખી નિર્ધાર એ પ્રતિ વણિકે કર્યો ઉચ્ચાર;
શાથી પધાર્યા? શું તમ નામ? કહો,અહીં આવ્યા શે કામ? ૨૪
**સંપ**–હૂં છું સંપ શંભુનો દાસ. શિવજીએ પ્રેર્યો તુજ પાસ.
હું ને લક્ષ્મી–એમાં જેહ તત્ત્વ સમજે તું, લે તેહ. ૨૫
શાહ કહે તુજમાં શો માલ? લક્ષ્મી લઈને થાઉં ન્હાલ;
બોલ, અધિક તારૂં બળ હોય. વળી વિચારી સમજું સોય. ૨૬

## દોહરા

સંપ કહે છે, શેઠ! તું વિચાર મારી વાત.
સંપતણો મહિમા સદા વિશ્વ વિશે વિખ્યાત. ૨૭
સૃષ્ટિ સમે સઉ માનવી વસતાં વન મોઝાર.
બ્હીતાં એકબીજાથકી; ન્હોતો સંપ લગાર. ૨૮
પ્હેરણ છાલો, પાંદડાં; ખાવા વન ફળ, ફૂલ.
વનમાં વસીને વેઠતાં દેહે દુઃખ અતુલ્ય. ૨૯
પછી આપી પરમેશ્વરે સંપતણી મતિ સાર.
એકબીજાની સહાયથી બન્યાં ભલાં ઘરબાર. ૩૦
જેમ સુસંપ વધ્યો ઘણો, અડચણ ભાગી એમ.
બાંધ્યા બંદોબસ્ત બહુ, જન દુઃખી થાય ન જેમ. ૩૧
અબળ સબળ સહુ સુખી થયાં; દુઃખ થયાં સઉ દૂર.
તે કારણ સઉ સંપનું જાણો તમે જરૂર. ૩૨
સંપ થકી સુખ ઊપજે. સંપથી જાયે ક્લેશ.
જે નરને ઘેર સંપ નહિ, લ્હેશે સુખ નહિ લેશ. ૩૩
તે માટે તુજને કહું અંતર રાખી ઉમંગ,
લાલચ મેલી લક્ષ્મીની સંપતણો કર સંગ. ૩૪
સાંભળી ભાષણ સંપનું ચડી રમાને રીસ.
બોલી ઊઠી બેબાકળી કોપી જેમ ફણીશ. ૩૫
સાંભળ, મૂરખ સંપ, તું. આણે કયમ અભિમાન?
નિર્ધનિયો નર લોકમાં ક્યાં પામ્યો સન્માન? ૩૬

ધનથી મનગમતું મળે; સુખ સઉ ધનને સાથ;
સર્વે રહે સેવક થઈ, હોય દ્રવ્ય જો હાથ. ૩૭
થળ થાનક જળ ધન કરે; જળ થાનક થળ થાય.
ઉજ્જડ વડા અરણ્યમાં ધનથી શ્હેર વસાય. ૩૮
વણકર ધનને વાસતે આપે વસ્ત્ર અપાર.
ધન કારણ સોનાર પણ સરસ ઘડે શણગાર. ૩૯
પામર ઊંચકે પાલખી; બેસે ધનીનાં બાળ.
હુકમ ચલાવે હાકથી પૈસાથી મહીપાળ. ૪૦
સંપ કરીને શૂદ્ર જન ઊપજાવે તરુ થોક;
ભલાં ભલાં ફળ ભોગવે લક્ષ્મીવાળા લોક. ૪૧
આજ પછી અભિમાનના બોલીશ માં મુખ બોલ;
નહિ તો નિર્લજ! તું થશે તરણાકેરી તોલ. ૪૨

## છપ્પા

સંપ કહે. સુણ, રમા. જનમ તારો હું જાણું;
વળી જાણે સઉ વિશ્વ. કેમ, વિસ્તારી વખાણું?
પય ખારાની પુત્રી; ભયંકર વિષની ભગની.
વિષ કરતાં વિશેષ ઊઠે સંભાર્યે અગનિ.
વિષ પ્રાણ હરે પોતે મરી, કરે એકને કલેશ છે;
તેં જીવતી રહીને જગતમાં દીધા ઊજાડી દેશ છે. ૪૩
કૌરવ પાંડવ કુળ મૂળથી નાંખ્યાં મરડી.
રાવણનું પણ રાજ્ય ઝડપથી નાંખ્યું ઝરડી.

બહુ રાજાનાં રાજ્ય સંપ તજવાથી તૂટ્યાં.
સરસ હતા સુલતાન, સંપ ફીટયે ઘર ફૂટ્યાં.
પરિપૂરણ લક્ષ્મી પામીને સંપ વિના નહિ સુખી રહે.
નિજ ઘરમાં ઘણા કુસંપથી મોટા પણ મરવા ચ્હેહે. ૪૪

## દોહરો

હરના ઘરમાં હરઘડી થતું હશે તોફાન.
સંપ ન દેખી શંકરે કર્યું હશે વિષ પાન. ૪૫

## છપ્પા

ગિરિજા ગંગા શોકય હશે હરરોજે લડતી.
ઇંદુ અગ્નિની જ્યોત પરસ્પર નિશ્ચય નડતી.
વાઘ વૃષભને વેર. મોર મણિધરને મારે.
સિંહ હાથીનું શિર તોડવા તરત વિચારે.
શિવ સેવક દાનવ દેવ બહુ મારામારી કરી મરે.
ઘરમાં એવો કજિયો ઘણો સહન થયો નહિ શંકરે. ૪૬

સપ્તધાતુમય સરસ શૈલ કૈલાસ વસે હર.
ધનપતિ ધાર્યો મિત્ર. કરે આશા સુર કિંનર.
લંકા સરખાં લાખ દાસને બક્ષીશ દે છે.
ગરુઓ પુત્ર ગણેશ, રિદ્ધિ જેથી જન લ્હે છે.
પણ બે બૈયર ચડભડ કરે, પલંગ ત્યાં કુણ પાથરે ?
શિવ શયન કરે શમશાનમાં, ભીખ માગી ભોજન કરે. ૪૭

## દોહરો

તન રોગી; શિર શત્રુતા; જર આવે ને જાય;
પણ જો સંપ કુટુંબમાં, શીતળ રહે સદાય. ૪૮

## છપ્પો

જુઓ, ઇંદુને અંગ રોગ ક્ષય લાગી રહે છે.
રાહુ સમો શિર શત્રુ; વાર ઘણી ઘેરી લે છે.
કાળું લાગ્યું કલંક. વિરહિણી ગાળો આલે.
ચોથ તિથિમાં લોક આંખ આડી કરી ચાલે.
વળી તેજ પ્રતાપ વધે ઘટે. કલેશ કદી નવ મન કરે.
જોઈ સંપ કુટુંબ નક્ષત્રપતિ સદા શીતળ થઈને ફરે. ૪૯

## દોહરા

સંપ વિના સુખ હોય, જન સઉ પૂરે જો સાખ,
તો પરિપૂરણ પેટ ભરી રમા ! ગરવ તું રાખ. ૫૦
જગમાં બહુ જન ધન વિના સંપથકી સુખવંત.
સાખ પૂરે સંસારમાં એની લોક અનંત. ૫૧
તો તારૂં અભિમાન તજી રહેજે શરમ સમેત.
વગર વિચાર્યું બોલતાં ફોગટ થઈશ ફજેત. ૫૨
સાખ ન પૂરે સર્વ, તો બહુ બકવે શું થાય ?
આપ બડાઈ આપમુખ ગંડક લોકો ગાય. ૫૩

## ચોપાઈ

**લક્ષ્મી**–કર બકવા તું, સંપ કુપાત્ર ! મુજ આગળ તું છે કુણ માત્ર ?
વસું વિષ્ણુને અર્ધે અંગ. નહિ લવવા લાયક તુજ સંગ. ૫૪

અતિ જનમાં પામ્યો અપમાન; સમજ્યો નહીં, ન આવી સાન.
કાઢ્યો રાવણે પકડી કેશ. દુર્યોધને તજાવ્યો દેશ. ૫૫
જાદવના કુળમાં પણ જઈ નાઠો અંતે નિર્લજ થઈ.
રહી ન શક્યો, જ્યાં મારૂં રાજ્ય. નિર્લજ ! તને ન આવે લાજ. ૫૬
જગમાં જે જન તારા હોય, તે મુજ સેવક તુલ્ય ન કોય.
તેનો કર તું ચિત્ત વિચાર; એ પછી અદકો કર ઉચ્ચાર. ૫૭
જો ધનવંત સભામાં જાય, સકળ સભાસદ ઊભા થાય;
આપે વળી ઉત્તમ આસંન: નહિ સન્માન લહે નિર્ધન. ૫૮
ધનીનાં બાળક ન્હાનાં વરે; નિર્ધનનાં કુંવારાં ફરે.
સઉકો સગા સધનના હોય; નિર્ધનિયાનું ન થશે કોય. ૫૯
વસે શ્રીમંત હવેલી કરી. નિર્ધનની દીસે છાપરી.
સરે સિફારસ રાજદ્વાર, ગાંઠે જેને ગરથ અપાર. ૬૦
નીવડે ધનવંતાનો ન્યાય; જન નિર્ધનિયો માર્યો જાય.
લક્ષ્મી વિના શ્રીવિષ્ણુ જેહ સમર્થ, રહી શકે નહિ તેહ. ૬૧

## દોહરો

સંપ કહે, તે સર્વ તુજ ફંદની વાતો ફોક.
સંપ વિના શ્રીવિષ્ણુ પણ સદાય પામે શોક. ૬૨

## છપ્પા

સંપ વિના ગોલોક શોક રાધા વિરજાનો.
સંપ વિના સંતાપ રુકિમણી સત્યભામાનો.

સંપ વિના શ્રીરામ વસ્યા સીતા લઈ વનમાં.
સંપ વિના મૃગ મારી ખોઈ સીતા ખળ જનમાં.
મ્હાસમર્થ તે પણ સંપ વિણ લહે દુઃખ લક્ષ્મીપતિ;
એવાને આંસુ આવિયાં, કહો મનુષ્યની કુણ ગતિ? ૬૩
કૌશલ દેશ નરેશ જગત દશરથને જાણે.
સહિત રામ સુત ચાર વડા. કવિ વિવિધ વખાણે.
લક્ષ્મી મળી અલક્ષ. ભલા જન કીર્તિ ભાખે.
કૌશલ્યા કૈકેયી રાણીઓ સંપ ન રાખે.
નૃપ મોત વિના મૃત્યુ થયું, સંપ વિના સુત વન ગયા.
વળી જગમાં જુઓ વિચારીને, સંપ તજી સુખી કો થયા? ૬૪

## દોહરો

સંપ સુણો! (કમળા કહે), તુજ અભિમાન અભંગ.
સ્વતંત્ર સુખ જન જે ચહે, તજે તરત તુજ સંગ. ૬૫

## છપ્પા

કિષ્કિંધા પુરી ભૂપ વાળી સુગ્રીવ બે વાનર.
સેવ્યો જ્યાં લગી સંપ, સુખ પામ્યા ન સ્વતંતર.
કાપી સંપનું નાક તજ્યો સુગ્રીવને જ્યારે,
રાખ્યું સ્વતંત્ર રાજ્ય, સુખે વાળી વસ્યો ત્યારે.
વાળીને મારી સુગ્રીવ વળી નિષ્કંટક સુખ અનુસરે.
નર ચહે પદવિ પ્રથીનાથની, સંપ રાખીને શું કરે? ૬૬

જો, લંકા પુરી નાથ રાય રાવણ જગ જાણે.
કુંભકર્ણ ભડ ભ્રાત, વિભીષણ બીજો વખાણે.
સેવ્યો એકે સંપ; મુઓ તે રાવણ સાથે.
તજ્યો વિભીષણ સંપ; છત્ર માંડયું નિજ માથે.
જે તજે સંપ, તે નૃપ બને; ન તજે, નોકર થઈ ફરે.
નર ચહે પદવિ પ્રથીનાથની, સંપ રાખીને શું કરે? ૬૭

## દોહરા

સ્વાદ હશે જો સંપમાં, હરડે જેવો હોય.
કરશે ગુણ કોઈ અવસરે; કહે તરત નહિ કોય. ૬૮
ધનનો સ્વાદ સરસ ઘણો સાકરને અનુસાર.
મીઠી લાગે મુખમાં ખાતાં લઈ લગાર. ૬૯
સંપ કહે, સાકર વિશે કુસંપ ગંધક તેલ
મળતાં કાળો કોયલો નિરખ્યો નકી બનેલ. ૭૦

## છપ્પા

સંવત તેર ત્રેપંન સાલ વિક્રમની જ્યારે,
દિલ્હી અલાઉદ્દીન તખ્ત પર બેઠો ત્યારે.
મંત્રી મલેક જેબ રાજ્ય કરવા રુચિ જોડી.
વિખ દઈ માર્યો શાહ. શાહજાદા ચખ ફોડી.
પણ એક માસ દિન પંચ સુખ ભોગવી ભૂંડી રીતે મુઓ.
તજી સંપ નહીં સુખ સાંપડે જરૂર; વિચારીને જુઓ. ૭૧

દિલ્હી આદિક દેશ થયા જગમાં નૃપ જે જે,
સેવ્યો નહિ જો સંપ મુઆ વણમોતે તે તે.
કોઇને કુંવરે હણ્યો; હણ્યો કોઇને નિજ ભ્રાતે;
કોઇને હણ્યો પ્રધાન; હણ્યો કોઇને પિતુમાતે.
શુભ રીતે સંપ ન સેવતાં રાજા રંક પીડાય છે.
ધનથી સુખ કો નથી ધારતું. સંપથકી સુખ થાય છે. ૭૨

## દોહરા

સાંભળી મનમાં શેઠને સંપથી થયો સ્નેહ.
લક્ષ્મી જોઈ લાજી ઘણું ઊચરી અવસર એહ. ૭૩
સાંભળ, નિર્ધન શાહ, તું. સો વાતે એક વાત.
ભાસે તુજને જે ભલું, તે તું લે સાક્ષાત. ૭૪
શા માટે તું, શેઠિયા, વસ્યો, કહે, વન વાસ?
કીધું તપ શા કારણે? શું માગ્યું શિવ પાસ? ૭૫

## છપ્પો

પાણીની જો પ્યાસ, દૂધથી કયમ દુઃખ ભાગે?
હોય અન્નની ભૂખ, મુખ મોતી કયમ માગે?
સુધરે લુણથી શાક, માંહિ સાકર શું કરવી?
આગથી પાકે અન્ન, ફૂલમાળા કયમ ધરવી?
(કહે કમળા) નિર્ધનશાહ, સુણ. જેનું કામ જે, તે કરે.
તેં કીધું તપ ધન કારણે. સંપથી ઇચ્છા શું સરે? ૭૬

## દોહરા

વેઠ્યું દુઃખ તેં ધન વિના, એ ન વિસારીશ આપ.
જો ચૂકીશ આ અવસરે, પછી થશે પરિતાપ. ૭૭
સાંભળી નિર્ધનશાહની કાયે ઊપજ્યો કંપ;
લક્ષ્મી લેવા લાગિયો. સજ થઈ બોલ્યો સંપ. ૭૮
સાંભળ, નિર્ધનશાહ, તું અંતર ધરી ઉમંગ.
સંપ તજી સંપત્તિનો સ્વપ્ને ન કરીશ સંગ. ૭૯
પૂર્ણ તારૂં તપ પેખીને તૂઠયા ત્રિલોચન રાજ.
તેં માગ્યું ધન તુચ્છ, પણ મને મોકલ્યો આજ. ૮૦
સુણીને નિર્ધનશાહ મન નિશ્ચય થયો નિઃશંક.
સમજ્યો મહિમા સંપનો; ગણી રમાને રંક. ૮૧

## ભુજંગી

પછી સ્નેહથી સંપનો હાથ ઝાલ્યો;
લઈ સંપ સંગે ઉમંગેથી ચાલ્યો.
જઈ દૂરથી જોયું પાછું નિહાળી,
ધીમે ચાલતી આવતી લક્ષ્મી ભાળી. ૮૨
પૂછયું સંપને, એહ કયાં ચાલી જાશે?
કહે સંપ, તે આવશે તુજ પાસે.
જઈ હું વસું જ્યાં ભલું સ્થાન જોઈ,
કરે વાસ લક્ષ્મી; જુએ સર્વ કોઈ. ૮૩
પછી વેર તે મુજ સાથે વધારે;
તજાવી મને સ્થાન પોતે પધારે.

કહું તુજને આજથી તે જ માટે,
કદી સંપ મેલીશ માં લક્ષ્મી સાટે. ૮૪

સદા બોલજે સ્નેહથી સારી વાણી,
વધે સંપ એથી ઉરે એમ આણી.
ક્ષમા રાખવી. સાંખવી ભૂલ છોટી.
દયાથી વળી રાખવી દૃષ્ટિ મોટી. ૮૫

## દોહરા

એ શીખામણ ઉર ધરી સુણીને નિર્ધનશાહ.
સંપ સહિત ઘર સંચર્યો. અલખત મળી અપાર. ૮૬
સંપે સ્ત્રીના શરીરમાં પૂરણ કર્યો પ્રવેશ;
અમ્રત દૃષ્ટિ ઊપજી; વ્યાપ્યો સ્નેહ વિશેષ. ૮૭
સુખ બહુ પામ્યાં સંપથી; વિસ્તરી કીર્તિ વિશાળ.
પ્રસન્ન પરમેશ્વર થયા દુઃખહર દીનદયાળ. ૮૮
સંપ સજો સજ્જન સઉ. સંપે સઉ સુખ થાય.
સંપ વિના ઉદ્યોગ સઉ જરૂર નિષ્ફળ જાય. ૮૯
શ્રેષ્ઠ કાજ પણ સહજમાં ઝાઝા મળી કરાય.
લાખ જણા અક્કેક દે, લાખતણો ઢગ થાય. ૯૦
વિચરે અતડો એકલો, તેને હરકત થાય.
મરે એકલી સોગઠી; જુગ નહિ માર્યું જાય. ૯૧
સંપ કર્યે કિમત વધે; ઘટે કર્યે મન રીસ.
થાય અંક મુખ ફેરવ્યે ત્રેસઠના છત્રીસ. ૯૨

સંપ લક્ષ્મી સંવાદ આ જે સુણશે નર નાર,
સંપ પ્રસન્ન થયા થકી સુખ લ્હેશે સંસાર. ૯૩
ઓગણીસેં ને આઠના ભાદરવે ભરપૂર
પૂર્ણ કથા કહી પૂનમે અધિક હરખ ધરી ઉર. ૯૪
વાસી શ્રીવઢવાણનો, પ્રભુને કરી પ્રણામ
શ્રીમાળી બ્રાહ્મણ સદા દાખે દલપતરામ. ૯૫



## લંકામાં ત્રાસ

છપ્પા

હાલકહુલક ત્રાસ પડ્યો દોઢી ને દેઢી.
બુંબારવ ચોપાસ, વિકટ વાટો જ્યાં ટેઢી.
પ્રાજે કરી પ્રતીહાર દ્વાર ઊઘાડી ધાયો.
પાંત્રીસ શીશ કર માંહિ અતિ અહંકારી આયો.
તે જોધા સઉ જોઈ રહ્યા; કર ઊંચો કો નવ થયો;
સામળ કહે, સેવક રામનો ઘાયડમલ્લ ગઢમાં ગયો. ૧
ધાયો અંગદ ધીર. નીર ઊતાર્યાં નરનાં.
દેવટ કીધ દરવાણ. વખાણ શાં કરું વાનરનાં?
પુરમાં પડ્યો પોકાર; છેક હિમ્મત છૂટાણી.
વાએ ચાલી વાત, લંક બાધી લુંટાણી.
ત્યાં ખલક બધી એ ખળભળી. લાગી નાસવા નારીઓ.
કોઈ ઊંચી ચડી અટારિયે બંધ કરે જઈ બારીઓ. ૨

ગઢ લંકા ઘેર ઘેર વાત વાયુ વત વાધી,
ચડયું રામનું સેન, લંક લુંટાણી બાધી.
કહે, માર્યો કુંભકર્ણ. કહે, રાવણ રણ રોળ્યો.
કહે, ઇંદ્રજિત અજીત–તેહ ચાંચડ વત ચોળ્યો.
ગુલબાન ઘણું ગલી કૂંચીએ, લાખ કરોડ લોકે લહ્યો,
કહે, રૂઠયો રામ રાવણ પરે. ઉલ્કાપાત એવો થયો. ૩
દેશ બધો ડમડોલ થયો, લંકા ગુણગ્રામે,
લુંટયા મહીપના મ્હેલ, કીધ અસવારી રામે.
માથે લીધી મોટ, રૈયત નાઠી દો દેશે.
બાંહ્યે લીધાં બાળ કામની છૂટે કેશે.
કહે, ફટ, ફટ, રાણા રાવણા! સતી સીતા શાને હરી?
સામળનો સ્વામી કોપિયો, કનકલંક લોહુની કરી! ૪
લપેટી વાટે લાખ ઝપેટી કીધો જોરો.
અટપટું કરતો આળ, ટેક દાખંતો તોરો.
કરતો હૂકા હૂક. ઊડતો એ આકાશે.
કૂદતો દેતો પ્રહાર. વખાણ ઘણેરા વાસે.
પ્રતીહાર મારીને પરવર્યો. ઘાટ ઘણો વાટે ઘડયો.
પછી રાવ થઈ ત્યાં રાવળે. રાવ રાવણ રોષે ચડ્યો. ૫
થયું રાવણને જાણ, દેશમાં દુંડી વાઈ;
પ્રતાપવંત પ્રધાન ચડયો ચોખૂંટે ન્હાઈ;
દીધ રૈયતને ધીર; વીર હુંકાર્યા વાટે;
જોરાળા મહા જોધ મૂકયા બહુ ઘાટે ઘાટે.

પણ તાપ લાગી સઉ તરફડ્યા; ધૈર્ય કોઇનું નવ રહ્યું;
સામળ કહે, સેવક રામનો અંગદ જાતાં એટલું થયું. ૬

પ્રતીહાર પરાક્રમી પાંચ પ્રાજે કીધા પળ પાંચે.
બીજા વધુ બળવંત અંગદે લીધા આંચે.
સાત પાંચ, પાંત્રીસ શીશ કર; અતિ ઓપંતો.
રામનામ ઊચરંત. લાજ સઉની લોપંતો.
હલકાહોલ હલહલ હૂકલ્યો, ડર આણ્યો દશકંધને.
'વાળ વાંકો ન થયો વાળીસુત, છટ છોડાવ્યાં બંધને!' ૭

પડો વજડાવ્યો પુર; ઢોલ ઢમકાવ્યાં ધીરે;
બહુ બણગાં, રણતૂર વિવિધ વજડાવ્યાં વીરે;
ભારે વાઈ ભેર; બુંબારવ બૂમ પડાવી;
દરવાજે દીવાન ચોપખે નાળ ચડાવી.
તહીં હલ હલ કરી હજુરીએ કહ્યું, હલકારો હામનો,
મહારાજરાજ, સુણ, મહીપતિ, સેવક આવ્યો રામનો. ૮

પાંત્રીસ હણી પ્રતીહાર શીશ લીધાં છે હાથે.
જોરાળા વડ જોધ બહુ વળગ્યા છે બાથે.
હનૂમંતથકી હજારગણો જોરાવર જાતે.
આવે સભામાં શૂર પ્રાજે કરતો પરભાતે.
કલ્પાંત કોલાહલ કૂદતો. ક્રોધ શું એનો કહું કથી?
કોઇને ગણતીમાં નવ ગણે. નામ માત્ર નમતો નથી. ૯



# લીલા સૂકા દૂકાળ.

## ગરબો

પરમેશ્વરી! પાયે પડી, હો બહુચરી, કહું કળિજુગનાં કર્મ.
અકલ નથી કંઇ એવડી; હો બહુચરી, શક્તિ, રાખજો શર્મ. ૧
જીવનું જીવન તું જડી; હો બહુચરી, મૂરખ નવ લહે મર્મ.
અવતારીને આ ઘડી, હો બહુચરી, આઇજીએ રાખ્યો ધર્મ. ૨
દીનનાં દુઃખ ખપાડિયાં; હો બહુચરી, જનમી દીધા જોખ.
સમાં સરવ સંપડાવિયાં, હો બહુચરી, ગુણવંત કીધા ગોખ. ૩
હાવાં હઇયું નથી હાલતું; હો બહુચરી, કઠણ જ આવ્યો કાળ.
તું વિના કોઈ નથી પાળતું. હો બહુચરી, પ્રજા થઈ પિંડપાળ. ૪
દુર્મતિ દીધી દેશને, હો બહુચરી, સુમતિ કરાવી તાજ.
વિપરીત ધારી વેશને, હો બહુચરી, કળિ કરે છે રાજ્ય. ૫
પરથમ પહાણ વરસાવિયા; હો બહુચરી, પૃથ્વી પછે ડૂબાઈ.
કાળે દૂકાળે ડરાવિયા. હો બહુચરી, પ્રજા ન પ્રીછે કાંઈ. ૬
સંવત સત્તર સતાશિયે, હો બહુચરી, સૃષ્ટિ તજાવ્યું સત;
અકળાવ્યા અટ્ટાસિયે; હો બહુચરી, વિધ વિધ પાડી વિપત. ૭
અકરા! કેર! અતિ થયું. હો બહુચરી, માઠા વૂઠયા મેહ.
દૈવત દુનિયાંનું ગયું; હો બહુચરી, દુર્બળ દીસે દેહ. ૮
વિત્ત વિના વસુધા કરી; હો બહુચરી, રસકસ રહ્યો ન રેષ.
અમ્રતતા અળગી ધરી; હો બહુચરી, સ્વાદ ન પામે શેષ. ૯
અન્ન અતિ મોંઘાં હુવે, હો બહુચરી, અધર્મ વાધ્યો અસાધ્ય.
કો કોની કરણી જુએ? હો બહુચરી, એકથી એક અગાધ. ૧૦

ઉદર થકી ઊપજાવિયાં, હો બહુચરી, ઉભયતણો જે અંશ,
તે તન પેટે તજાવિયાં; હો બહુચરી, વિક્રય કીધો વંશ! ૧૧
જે હાકેમ રક્ષા કરે, હો બહુચરી, ગયા તે હાડોહાડ.
અવળું આ જુગ આચરે; હો બહુચરી, ખેતર ખાયે વાડ! ૧૨
ચોર અને ચાડિયા વડે, હો બહુચરી, નગર થયું નિર્ધન.
'ત્રાહિ ત્રાહિ' તણી પડે, હો બહુચરી, તાળી રાત ને દિન. ૧૩
માણસ જ્યાં ત્યાં ઘણાં મુઆં, હો બહુચરી, પરાં શહેર નદીપાર.
કંઈ મંદિર ખાલી હુઆં; હો બહુચરી, ભૂ ભાસે ભયંકાર. ૧૪
દેહધારી દુખિયા નકી; હો બહુચરી, દયા ન આણે મંન.
દિન દિન દુષ્કૃતતાથકી, હો બહુચરી, કાષ્ઠ થયાં છે વંન. ૧૫
અપલક્ષણ સંસારમાં. હો બહુચરી, લોકે વાળી લીક.
અરજ સુણી આ વારમાં, હો બહુચરી, બાળની ભાગો બ્હીક. ૧૬
ઇંદ્ર આદિ બધા દેવનાં, હો બહુચરી, કંઇ કંઇ કાપ્યાં કષ્ટ.
નીર મોભે ગયાં નેવનાં. હો બહુચરી, શક્તિ, રાખો સૃષ્ટ. ૧૭
મહાકાળી, મહા કાળમાં, હો બહુચરી, સુણી કરો ને સાર.
બહુ બળ બહુચર બાળમાં; હો બહુચરી, ઊગારો આ વાર. ૧૮
હદ વળી. હવે શું જુઓ? હો બહુચરી, પાપે પૃથ્વી ખવાય.
સઉનું સુમપણું ખુઓ. હો બહુચરી, પુણ્યે પાપ પળાય. ૧૯
કોઇક સાધુના સતે, હો બહુચરી, શંખલપુરથી જાગ.
છેક વળે છે તું છતે. હો બહુચરી, ઓલવ બળતી આગ. ૨૦
ત્રાણ કરો, ત્રિપુરેશ્વરી, હો બહુચરી, તમો તમ સામું જોઈ.
પ્રીત કરો, પરમેશ્વરી, હો બહુચરી, ખરી, આળસને ખોઇ. ૨૧

સરજ્યા સરવે શક્તના, હો બહુચરી, સુર નર જાયા જેહ.
છો જી જનેતા જકતનાં; હો બહુચરી, છોરૂને નવ દો છેહ. ૨૨
ઊછેરી ન ઊસેટિયે. હો બહુચરી, કોઇ પ્રજા હોય વેઠ;
વિષમ વેળામાં વેઠિયે. હો બહુચરી, મા નહિ છૂટો નેટ. ૨૩
પાળ્યાં ત્યાં લગી પોખિયે. હો બહુચરી, બાળક પેટતણાં ય.
સમર્થ લગી સંતોખિયે. હો બહુચરી, મ્હેરમાં ન કરો મણા ય. ૨૪
ઘણી ગઇ, થોડી રહી; હો બહુચરી, તે નિત્ય ઘટતી જાય.
બોળિયે નહિ. બાંહ્યે ગ્રહી, હો બહુચરી, પાર કરો પ્રભુતાય. ૨૫
નજર કરો નવ્યાશિયે, હો બહુચરી, નગર કરો ને સાર.
વિશ્વાવાસી ! વાસિયે, હો બહુચરી, પરાં શહેર નદીપાર. ૨૬
મ્હોમાગ્યા મેહ મોકલો, હો બહુચરી, ખટરસ નાવે ખોટ.
સરવતણા હરી શોક લો, હો બહુચરી, કરુણા કીજે કોટ. ૨૭
કામદુધા થઇ દૂઝિયે, હો બહુચરી, સુખ પામે સંસાર.
સમ ખાવામાં સૂઝિયે, હો બહુચરી, નોંધારા–આધાર. ૨૮
ભૂતળ ભૂરને દીજિયે, હો બહુચરી, ભાત ભાતના ભોગ.
લાડ લડાવી લીજિયે, હો બહુચરી, ભલાં ટળે વિજોગ. ૨૯
આઈ, અમીછાંટા નાંખિયે, હો બહુચરી, છોરૂ ઢોરૂ ને ગામ.
ભગવતી, ભયમાં ભાંખિયે, હો બહુચરી, સમર્યાં પૂરો કામ. ૩૦
નેઉઆ થકી, નારાયણી, હો બહુચરી, દેશમાં દો નવ નિધ.
દેવી સદા સુખદાયણી, હો બહુચરી, પરમેશ્વરી પ્રસિદ્ધ. ૩૧
તમે છો ત્રિભુવનનાં પતિ. હો બહુચરી, સુર સુરેશ સમાન.
વલ્લભ ગુલામની વીનતી, હો બહુચરી, સુણજો સઘળી કાન. ૩૨

---

## હિરણ્યકશિપુનો વધ

### ( રાગ મારૂની દેશી )

બોલ્યો રાય કરી અભિમાન. અલ્યા ! ક્યાં છે તારો ભગવાન ?
વડી વારનો બાંધ્યો, બાળ, કાં છોડતો નથી ગોપાળ ? ૧
અલ્યા ! તેં જપિયો મંત્ર મેલો. ભજે ગોવિંદને તે ઘેલો.
તે સંઘાતે મૈત્રી કરિયે, જેથી વિપત વેળા ઊગરિયે. ૨
જેહ માહરે નામે નાસે, ઘેલા, તેને તું ઉપાસે;
હવે જાઈશ હો હું હાડ. તારો પરમેશ્વર દેખાડ. ૩
પ્રહ્લાદ કહે છે નમી. મારો રામ રહ્યો છે રમી.
ઘટ ઘટ રહ્યો છે વ્યાપી. તમને રાજાની પદવી આપી. ૪
હય, હસ્તી, નર વા નારી, સર્વ દેહમાં દેવ મુરારિ;
પશુ, પક્ષી, સ્થાવર, જંગમ, સચરાચર હરિ રહ્યો રમ્ય. ૫
કીટ, પતંગ, ભ્રમર પ્રાણી, તેના દેહમાં સારંગપાણિ.
તળ અવની ને આકાશ, તેજોમય શ્રી અવિનાશ. ૬
લોહ, કાષ્ઠ ને જળચર જંત, ઘટ ઘટ વસ્યા ભગવંત.
નદી, સાગર, સરવર, કૂપ, જ્યાં જોઉં ત્યાં વૈષ્ણવભૂપ. ૭
અંતરિયાળ, પાતાળ, ગગન, જળ, અગ્નિમાં જગજીવન.
જઠરાગ્નિ, શ્વાસોશ્વાસ તિલ અળગો નહિ અવિનાશ. ૮
તૃણ અગ્ર, મધ્ય ને મૂળ, ત્યાં દેખું હરિ સાનુકૂળ.
રાજા, પ્રજા અને દાસ, સઉમાં રામજીનો વાસ. ૯
મુજમાં હરિ, તમમાં હરિ; સૂક્ષ્મરૂપે રહ્યો વિસ્તરી.
જહીં હું બાંધ્યો છું તાણી, એ સ્તંભમાં છે ચક્રપાણિ. ૧૦
તવ રાય હસ્યો ખડખડ.

**હિરણ્યકશિપુ**— અલ્યા! સ્તંભ તો છે જડ.
**પ્રહ્લાદ**—સ્તંભ રહ્યો રામજી વડે. હરિ વિણ મંડપ તૂટી પડે. ૧૧
ત્યારે ક્રોધ ગયો બહુ વ્યાપી. આસનથી ઉઠ્યો પાપી.
નેત્ર રક્ત છે લોહીવર્ણ. ચાલ્યો ઉંચો કરી એક ચર્ણ. ૧૨
હાક મારીને હૂકળિયો. પદપ્રહારે શેષ સળસળિયો.
દિગ્ગજનાં ગળણ ગળિયાં. પાતાળ સાતે ખળભળિયાં. ૧૩
કીધી ગર્જના મેઘ અખાડો. છે થોડો ઝરમર દહાડો.
**હિરણ્યકશિપુ**–જોઉં, કયાં છે તારો મુરારિ?
ધાઈ સ્તંભને પાટુ મારી. ૧૪
ત્યારે નૃસિંહે કીધો નાદ. (ધરજે ધીરજ તું, પ્રહ્લાદ!)
મંડપ ભાગ્યો કડેડાટ. સ્તંભ ફાટચો ઊભો ચડેડાટ. ૧૫
અસુરનો વાળવા દાટ. રૂપ પ્રગટ્યું ઝળેળાટ.
ગાજ્યા નૃસિંહ ગડેડાટ. ઊઠી સભા નાઠી ફડેડાટ. ૧૬
થયા ખેડાંના ખડખડાટ; માંહોમાંહ્ય થયો ચડભડાટ.
'બળ્યા! દાઝ્યા!' બૂમડી પાડે. કોઈ નાઠા શીશ ઊઘાડે. ૧૭
અડબડતા, ભોમે પડતા, કો નાસે ત્રાસે રડતા;
દોશી, પારખ, વણજવેપારી, નાસે જીવ લઈ નર નારી. ૧૮
કટિ અંબર અળગાં પડતાં. પડે બાળક, ઠેસે ચડતાં.
દિશા ચાર થઈ ધૂમાડો, શકે જમડો આવ્યો આડો! ૧૯
'હોય હિરણ્યકશિપુનો કાળ, ભયાનક વપુ વિકરાળ.'
છે યુગ્મરૂપ નરસંઈ. કોએ સામું જોવાયે નહીં. ૨૦
વિકૃત વદન. વરૂઓ વેશ. છૂટા મણિધર સરખા કેશ.
શૂર શ્રવણ યુગલ ફફડાવે; લાંબા દાંત. દાઢ કકડાવે. ૨૧

છે કરનખ વજ્ર સમાન. તપે તેજ તે દ્વાદશ ભાણુ.
દેખી દૈત્યનાં હઇડાં ફાટે. કાઢી જિહ્વા અધરને ચાટે. ૨૨
પ્રહ્લાદ સ્તંભથી છૂટ્યા; બાંધ્યા બંધ કડાકડ તુટ્યા.
સાધુ! સાધુ! નરસિંહ બોલે. નહિ અન્ય ભક્ત તુજ તોલે. ૨૩
હૃદે ચાંપી અળગો કીધો. હિરણ્યકશિપુ ઝડપીને લીધો.
ભૂપ ઉપર નાંખ્યો ભુજ. જ્યમ વ્યાઘ્રના મુખમાં અજ, ૨૪
જ્યમ મૃગ કેશરીના મુખમાં, ઊંચલી લીધો દશનખમાં.
કંઠ મરડી મારવા માંડ્યો; વિચાર કરી પણ છાંડ્યો. ૨૫
તવ દેવને થયો ઉચાટ. એ જીવતો મૂક્યો શા માટ?
શકે નરસિંહને થઈ દયા. મનના મનોરથ ગયા! ૨૬
જો એ દુષ્ટને મૂકી જાશે, તો વિશ્વની વેલા શી થાશે?
દુ:ખવિચાર દેવે કીધો. બીજી વાર ઝડપીને લીધો. ૨૭
શુક કહે, સાંભળ, ભૂપાળ. ન્હોતો થયો સંધ્યાકાળ;
તે માટે વાર લગાડી. પછી તાણી આડો પાડિ. ૨૮
હિરણ્યકશિપુ જાણ્યા નાથ. પ્રણિપત કીધી જોડી હાથ.
સ્તુતિ મ્હોએ માંડી કરવા. તે દીધો નહિ ઊચરવા. ૨૯
નરસિંહે પાડી હાક. મારી અસુરને લપડાક.
તે નખાંતરમાં ભરાયો; ગુલ્લર જંતુની પેર સમાયો; ૩૦
સજીવન જીવ ન જણાયો. કો કહે, નાઠો. કો કહે, હણાયો.
હસ્તપ્રહારે અહટાયો, કો કહે પૃથ્વીમાં દટાયો. ૩૧
કો કહે તેજે પરજળિયો. શકે સુવર્ણની પેર ગળિયો.
મન વિચારિ શ્રીનરસંઈ. મારો શત્રુ સમાયો કહીં? ૩૨

ભંમર ચઢાવીને ભાળ્યું; સર્વ મંડપસ્થળ સંભાળ્યું.
એવે ઠામ રિપુનો જડિયો. ઝાટકયા હાથ; નીસરી પડિયો. ૩૩
નરસિંહે ધ્રુજાવી દેહ. વપુ વાને પ્રલય મેહ.
વાંકી વિષધરની ગૂંછળી, તેવી વક્ર છે રોમાવળી. ૩૪
છે પિંડ પ્રૌઢ પ્રચંડ. વાળ્યા જોજન એક ભુજદંડ.
ધાતી આભલી જેવું કૂછ. વિષધર વાસુકી જેવું પૂછ. ૩૫
દીસે મુખ પર્વતની કરાડ. ગિરિશૃંગના જેવી દાઢ.
નાસાછિદ્ર તે યુગ્મ કૂપ. જોતાં જીવ જાય એવું રૂપ. ૩૬
ક્રોધે તપ્ત થઈ છે કાયા જાણી દાનવની લઘુમાયા.
છે હુતાશન સરખી આંખ. શું શ્રવણ ગરુડની પાંખ? ૩૭
વાળી પૂછ ચડાવ્યું શીશ. દંત કકડાવી પાડી ચીસ.
મહા નાદ કીધો વિશ્વંભર. તેણે શબ્દે ગાંજ્યા અમર. ૩૮
ડોલ્યા અજ ને દિગંબર. થયો અસુર કુળમાં ઝમર.
ધુમ્ર જ્વાળા નગરમાં લાગી. આકૃણીએ ભવન પડ્યાં ભાંગી. ૩૯
પાપી લીધો ધરણિ રગદોળી. થઈ છે વેળા કાળીરોળી.
નહિ દિવસ, નહીં શર્વરી, ઘરનેવ તળે નરહરિ ૪૦
નહિ અવની, નહિ આકાશે, લીધો ઊછંગે શ્રી અવિનાશે.
જે ઘોર કર્મનો કર્તા, નરસિંહ જંઘા પર ધરતા. ૪૧
રાયે ઊંચી ચઢાવી આંખ. નખ દીધો છતો નાંખ્ય.
ભક્તપીડ ક્રોધ થયો ઉદે; રાયનું ચીર્યું ચરેરાટ હૃદે. ૪૨
હસ્ત વડે અસ્ત વતરડ્યાં; કાઢ્યાં કાળજ ને આંતરડાં.
રુધિર માંસ યુક્ત નસજાળ, પ્રભુએ કંઠે આરોપી માળ. ૪૩

તે હિરણ્યકશિપુનું ચર્મ કાઢી ઓઢ્યું શ્રીપરબ્રહ્મ.
આવ્યા અજ, ઇંદ્ર ને ઇશ, દેવ કોટિ એ તેત્રીસ. ૪૪
આવ્યા ઋષિ સહસ્ત્ર અઠ્યાશી; સ્તવે અંતરિક્ષ રહી અવિનાશી.

વલણ

અવિનાશીનું સ્તવન કરે. અમર વર ગુણ ગાય રે.
ભટ પ્રેમાનંદ એમ કહે, થયો અષ્ટમો અધ્યાય રે. ૪૫

## રામચંદ્રજીની બાળલીલા

### પદ ૧

રામ રંગે રીખે, કૌશલ્યાકુમાર.
છબછબ કરતા છેડા પલાળે; પાણીડાં ઢોળે.
ચંચળ ચતુરા હૃદયે ચાંપી બેસારે ખોળે. રામ૦ ૧
કર ગ્રહી લાવે કૌશલ્યા, મેહેલે પડસાળે.
ગોત્રજમાનો ઘૃતદીવડો મૂઠીમાં ઝાલે. રામ૦ ૨
દીવડલો મેહેલાવે માતા મણિ કરમાં આલે.
તે લેઈને મુખમાં મેહેલે. દેવ નભે ભાળે. રામ૦ ૩
સુમિત્રા દે શેલડી લાવી બાળકને ભાવે.
કટકા કોરાણે ફેંકે ને પાળી લઈ ચાવે. રામ૦ ૪
ધૂલર ઘસે, ખડખડ હસે; ક્રોધ કરે માતા.
બાળપણાને બલિહારી જાય શંકર વિધાતા. રામ૦ ૫
ઘૂઘરા ઘમકે તેથી ચમકે, ઊતાવળા ચાલે.
કરકેરી કોમળ આંગળીઓ ચણિયારે ઘાલે. રામ૦ ૬

અતિ આકુલિત થઈને મૈયા બારણિયે બેસે;
રાય તણા મસ્તાના મેગળ વચ્ચે જઈ પેસે. રામ૦ ૭
અતિ અડપલા કુંવર. આપણા, કહો, દિન ક્યમ જાશે ?
ભાલણપ્રભુ રઘુનાથજી બાંધે પ્રેમતણે પાશે. રામ૦ ૮

પદ ૨

દેવ ડગલાં ભરે, પ્રભુ પગલાં ભરે.
ડગમગ કરતા ડગલાં ભરતા રમતા રાજકુમાર
લડથડતા સિંહાસન પકડે બ્હીતા અપરંપાર. દેવ૦ ૧
સિંહાસન મૂકાવે રાજા, છૂટા રખાવે હાથ.
થરથર ધ્રૂજે; કંઈ નવ સૂઝે; ઢળી પડે મહીમાથ. દેવ૦ ૨
આકૃણિયે વળી ઊભા થાયે; ઊલાળે અલંકાર.
સદા રહે અર્ધાંગે કમળા, તે શૂં કરે શણગાર ? દેવ૦ ૩
મન માન્યા મસ્તાના ચાલે, જ્યમ માહાલે માતંગ.
ભાલણપ્રભુ રઘુનાથ મારો સદા રહે સંતસંગ. દેવ૦ ૪

પદ ૩

રામ બાળા ! બોલો, બછલાલા ! બોલો.
કર જોડીને કહે કૌશલ્યા. કોઈ બોલાવો રામ.
એક વાર મુખ'મા' કહે, તો સારૂં સઘળા કામ. રામ૦ ૧
ચતુરા ચકલું લાવી; પડાવ્યો સાદ તેનો મુખ માંહ્ય;
આદિત્યવારે કર્યો ટુચકો; જ્યમ બોલે રઘુરાય. રામ૦ ૨
હસતે મ્હોએ કરે હુંકારા લખારા એહ અપાર;
શિશુપણૂં સંપૂરણ દાખે આદ્ય પુરુષ અવતાર. રામ૦ ૩

જ્ઞાનદષ્ટિથી ગુરુ નમે છે. 'ઉત્તર અળગો આલ
વિરંચિ વડો દીકરો તારો; આ શા આદર્યા ખ્યાલ? રામ૦ ૪
પળમાં બ્રહ્માંડ ભાગે સરજે. પાર ન પામે વેદ.
અગમને તારી ગમ નહીં, તો કોણે કળાયે ભેદ?' રામ૦ ૫
વસિષ્ઠ સામું વેગે જોઈ મુખથી કહ્યું તવ માય.
ભાલણપ્રભુ રઘુનાથ! તારી ગહન ગતિ ન પમાય. રામ૦ ૬

## પદ ૪

બાઈ કોઈ બતાવો મને રામ લાલા.
હું તો શોધી વળી સઘળા બાળા.
મેં તો કેડેથી ઊતાર્યો. કશું કામ પડ્યું.
બાઈ! નજર ચૂકી. રૂડું રતન રડ્યું. બાઈ૦ ૧
જુઓ, અનુચર! પાણી પીજો પછી.
બાઈ! બ્રહ્માંડે ભરાણો. એને ખમા અછિ. બાઈ૦ ૨
મુનિ વસિષ્ઠ વરણવે વેદનો વિચાર.
બાઈ! રોમ રોમ રામ રમે સકળ સંસાર. બાઈ૦ ૩
ઊઠો, ઊઠો. જુઓ જઈ ચારે દેશ.
બાઈ! રામ તારો શોધે શેષ ને મહેશ. બાઈ૦ ૪
રાજા રાતાતાતા થાય, કરે સરજૂમાં શોધ.
ભાલણપ્રભુ ભરાણા કૌશલ્યાની ગોદ. બાઈ૦ ૫

## પદ ૫

મૈયા બાવરી થઈ, રે બાવરી થઈ.
લૂગડે લપેટ્યો લાલ દીઠો નહિ.

હેલી! ગોદમાં ઘાલી એણે બહાર માન્યો.
એવો ચંચળ કુંવર રહ્યો કયમ છાનો? મૈયા૦ ૧
હેલી! અચરજ એ વડું, કહું હું તને,
આવો કારમો કુમાર તે વરશે કુને? મૈયા૦ ૨
પરબ્રહ્મમાં પરાક્રમ નથી થોડું.
એવું સરજ્યું હશે વિધિએ વિશ્વમાં જોડું? મૈયા૦ ૩
શિવસનકાદિક ચવે વ્યાપ્યો ચૌદ લોક,
કેશ આવે નેત્ર આડે તે ઊંચા કરે કોક! મૈયા૦ ૪
શાં તપ કીધ કૌશલ્યાએ, આ ઊછંગે મ્હાલે?
ભાલણપ્રભુ માતાનો પાલવડો ઝાલે. મૈયા૦ ૫

## પદ ૬

ઝુલડી પ્હેરાવું, લાલાને ઝુલડી પ્હેરાવું.
કર માંહી લેઈ ઝુલડી પાડે કૌશલ્યાજી સોર.
આવો, આવો, રામ, રંગમહોલમાં; આપું કનકનો મોર. લાલાને૦ ૧
ઉષ્ણકાળનો ઊન્હો વાયુ; કરમાય કોમળ અંગ.
પાયે પ્હેરાવૂં મોજડલી. પછી રમો સખાને સંગ. લાલાને૦ ૨
કશ્યપસુત અતિ કઠણ તપે છે; જગને લાગે જ્વાળ.
વિષધર સરખા વિકળ થયા. તમ કોમળ કાયા, બાળ! લાલાને૦ ૩
ગૂંઝે ઘાલું સુખડી ખાંતે. મેવા લો મ્હોમાગ્યા.
ભૂમંડળમાં ભૂપતિ કહેશે, ન્હાના નરપતિ નાગા. લાલાને૦ ૪
કૌશલ્યાએ કર ગ્રહીને પ્હેરાવી બે બાંહ્ય;
કસ કસી કૌસ્તુભ મણિ સરખી, જેમ ન ભૂલે ક્યાંય. લાલાને૦ ૫

ઝળકતી ઝુલડી પ્હેરાવી માતા કરે ચુંબન.
ભાલણપ્રભુ રઘુનાથ મારાને સોંપ્યું તન ને મંન. લાલાને૦ ૬

પદ ૭

આજ રૂડો દહાડો.
રંગીલાએ લીધો આડો.

આડો કરે છે અતિ ઘણો ને પછાડે છે આપ.
આકાશથી ઊતરડી માવડી! આદિત્ય મુજને આપ. આજ૦ ૧
દિનકરથી આ દેહ તમારો; મહા મોટો સંબંધ.
સમજાવ્યો સમજે નહિ અર્ભક વસમો કરતો ધંધ. આજ૦ ૨
દશરથ દહાડી દુઃખ ધરતા, જે બાળ વિના બળ્યું રાજ્ય.
આજ તે અંતર અતિ અકલાણા. માતા આવ્યાં વાજ. આજ૦ ૩
હીરાકેરી ગૂંથી ઊઢાણી; મણિ મુક્તા ચોપાસ.
કૌશલ્યાએ કરમાં આલી. હરિને આવ્યું હાસ. આજ૦ ૪
આડો જોવા આદિત્ય થંભ્યા. વિસ્મય પામ્યા સૂર.
ભાલણપ્રભુ રઘુનાથ રીઝાણા, ભરમાયા જ્યમ ભૂર. આજ૦ ૫

પદ ૮

બાલુડા ચાર બારણે રમે.
તે જોવા માનું મન ભમે.
ખેલે શસ્ત્ર અસ્ત્રની સાથ;
માંહોમાંહ માંડે છે વાદ. બાલુડા૦ ૧
કર કાંસી ઘૂઘરડા ને ગેડી,
મૈયા રજ લ્હુએ કટિએ તેડી. બાલુડા૦ ૨

નિરંજન ન્હાના ને નાગા;
દેખી અમરતણા લય ભાગ્યા. બાલુડા૦ ૩
આઘા લાવે ને પાછા દોડે;
ફરે રવિ શશી જ્યમ જોડે. બાલુડા૦ ૪
રમતા આવે ને રાયને ભેટે.
છૂટી વસ્ત્ર પડે કટિ હેઠે. બાલુડા૦ ૫
કરે કૌતુક કોટિ અનંત.
ખેલે ભાલણપ્રભુ ભગવંત. બાલુડા૦ ૬

પદ ૯

નેત્રસરોજ અંજાવતાં પ્રભુ દૂર દોડી જાય.
કાજળખરડી આંગળી, જનની અતિ અકળાય.
માતા! આંખ અંજાવિયે. નૌત્તમ દૂખે ન નેણ.
આંખથી આદિત્ય ઊપનો. માનાં મિથ્યા છે વેણ. નેત્ર૦ ૧
રેણુ ઊરાડે પાદુકા. માતા મન ધરે રીસ.
એ રજ વિધિ શોધે સદા, શંભુ ચડાવે શીશ. નેત્ર૦ ૨
મહેલ માંહી મસ્તી કરે; કુંવર કરે દોડાદોડ.
હોડે પડ્યા હારે નહીં. જોવા સરખી જોડ. નેત્ર૦ ૩
ખાંતે ખોળામાં ખેલતાં પેસી કરે પય પાન.
ભાલણપ્રભુ રઘુનાથજી અંતર પડી ઓળખાણ. નેત્ર૦ ૪

પદ ૧૦

રાજા રમાડે રામને. રમતા રવિકુળભૂપ.
માયામાનવ દેહ ધર્યો આપે અકળ સ્વરૂપ.

બોલી બોલે છે કાબલી. હસતો સભાનો સાથ.
લાજે શેષ, સરસ્વતી; વાણી વેદ વિખ્યાત. રાજા૦ ૧
કરમાં લીધો છે લાડુઓ; રાય ઊરાડે છે કાગ.
સુરપતિ જોય આકાશથી, દશરથનાં ધન્ય ભાગ્ય! રાજા૦ ૨
લક્ષ્મણ સરજૂજી ભણી સહેજમાં સટકી જાય.
ભાઇઓ ભૂઠા પડે. ઝાલી લાવે રઘુરાય. રાજા૦ ૩
બહાર ન જાશોરે બાળકા! રાક્ષસનું છે જોર.
યજ્ઞ ને યાગ ઝંપાઈ ગયા, મુનિને કષ્ટ કઠોર. રાજા૦ ૪
રાક્ષસ મારાં રમકડાં. મારૂં તાણી તીર.
(દશશિર દળવા દોડશે દેશે ધરણીને ધીર). રાજા૦ ૫
વાણી સુણી વિસ્મય થયા. કરશે કાંઈક ધંધ.
બહુ ફૂળ બેઠાં શેલડી. સોને વળગ્યો સુગંધ. રાજા૦ ૬
દૂરથી આવે હરિ દોડતા, જનની હોયે જ્યાંય.
કાજળ ભૂંસે છે કાંચળી બેસી ખોળા માંહ્ય. રાજા૦ ૭
ધાવી ધરાઈ કરે કોગળા; સૌને છાંટે શરીર
(એઠાં થઇયે જો અમે) ધર્મધુરંધર ધીર. રાજા૦ ૮
છેડો ઝાલી માતનો ઢોળી પાડે ઘણું.
ભાલણપ્રભુ રઘુનાથજી! રાખો સદા તમ ચર્ણ. રાજા૦ ૯



# સમજુતી

## સંપલક્ષ્મીસંવાદ.

૧ સંપલક્ષ્મીસંવાદ–આ વાર્તા કવિ દલપતરામે સામળભટના ઉદ્યમકર્મસંવાદના નમૂને રચી છે, ને નામ પણ તેને મળતું રાખ્યું છે. બંને કૃતિઓ તે તે સમયની નીપજ હોઈ તે તે જમાનાને અનુકૂળ પડતો બોધ આપે છે. દલપતરામની રચના રસની જમાવટમાં અને પાત્રના નિરૂપણમાં સામળની કૃતિથી ચડિયાતી છે. એકનું લક્ષ્ય દેશદાઝમિશ્રિત ઉપદેશ છે; બીજાનું બુદ્ધિચાતુર્યમિશ્રિત વિનોદ છે.

૨ સરસ શહેર–સઉમાં ઉત્તમ શહેર, પાટનગર, રાજધાની. મનસાપુરી–મનુષ્યલોક રૂપી નગરી. જીવરાજ–જીવોનો રાજા પરમેશ્વર. નૃપ–રાજા. વસે–વસતો હતો. વાર્તા પ્રસંગમાં ભૂતકાળને માટે વર્તમાનકાળ. અનેક બ્રહ્માંડની આ સૃષ્ટિ છે, તેમાં મનુષ્યલોક ભગવાનની રાજધાની છે. ત્યાં રહેનારો એક ધનહીન પુરુષ, તે નિર્ધનશા છે. તેનાં ઝીણવટ અને ડહાપણનો ખ્યાલ આપવા કવિએ તેને વણિક કહ્યો છે.

૩ કામની (કામિની) મૂળ અર્થ સ્ત્રી; તે ઉપરથી અહીં અર્થ પરણેલી સ્ત્રી. સરખાવો બાળક અને પુત્રના અર્થનો બોલ, છોકરો. પતિ સંગ–સ્વામી સાથે. લડે–ઘરેણાં માટે કજિયા કરતી હતી.

૪ હેમ–સોનું. પ્રશ્ન–વ્હાલું હીમ અને ટાઢું હિમ. એ શબ્દોની જોડણીમાં ફેર કેમ છે? મુક્તા–મોતી. સાંપડ્યાં–મળ્યાં. એળે (અલીક જૂઠું)–ફોગટ.

૫–૭ અન્નતણા ઉચાટ–ધાનનો સોસ, ખાવાના સાંસા. વિચર્યો–ગયો. જતન (યત્ન)–ખંતથી મહેનત. હર–મહાદેવ.

૬–૭ સરખાવો પ્રેમાનંદકૃત નરસિંહ મહેતાનું મામેરૂં, કડવું ૧. એમાં ફેર એટલો છે કે મહેતાની ભક્તિ નિષ્કામ છે ને વણિકની સકામ છે. મામેરામાં શિવપૂજન આડકતરો સંબંધ ધરાવે છે; ને સંવાદમાં સીધો સંબંધ છે.

૮ **શાહ**–'શાહુકાર'નું ટૂંકું રૂપ. શાહુકાર મોટે ભાગે વાણિયા હોય છે. તેથી શાહનો અર્થ અહીં વાણિયો થાય છે. **થકી**–થી પ્રત્યયને માટે કવિતામાં વપરાતું રૂપ; સરખાવો નું બદલે તણું અને માં બદલે માંહ.

૯–૧૨ **ધીરજ ધારી**–શાંત ચિત્તથી, અધીરાપણું મૂકીને. **સુખદેણુ**–સુખ આપનારાં; સરખાવો જીવલેણ. **પરિપૂરણ** (परिपूर्ण)–સંપૂર્ણ રીતે, લગારે અધૂરાપણું રાખ્યા વગર. **પેખીશ**–જોઈશ.

**૧૧–૧૨** કેવળ ધન જ ન આપતાં મહાદેવજી નિર્ધનશાનું ભલું ઇચ્છી સંપ દ્વારા ધન આપવાનો ઘાટ ગોઠવે છે.

**૧૩–૧૫** **અદર્શ** (अदृश्य)–અલોપ, અંતર્ધાન. **આશ**–ઉમેદ, ગરજુ થઈ માગવું તે. **લોભી**–એક પાઈ પણ પોતાની ન આપે એવું જેને ધન વ્હાલું હોય તે, કંજુસ. **કોડી**–પહેલાં હલકા નાણા તરીકે કોડી અને બદામનું ચલણ હતું. **માગે માનત૦**–દેવની માનતા માની હોય તો તરત કરવી પડે છે; અને કરવામાં વિલંબ થાય તો દેવ કોપાયમાન થઈ ખરાબી કરે છે. એ સમજથી નિર્ધનશા કહે છે કે મહાદેવ પણ સઉ પાસે માનતા તો રોકડી માગી લે છે, પણ મારૂં માગ્યું આપવાની બાબતમાં તો 'જા ઘેર, આશાએ રહેજે, હું તારૂં માગ્યું આપીશ' એમ કહી ઉધારો જ રાખે છે. **થિરતા**–શાંતિ, સ્વસ્થતા, કળ વળવી તે. **વસ્યો**–રહ્યો; જુઓ કડી ૧૧, નગર કર વાસ.

**૧૬** **જામની** (यामिनी)–રાત. **વિધવિધ** (विचित्र)–અનેક પ્રકારના. **વિચાર**–શિવજીએ કહેલાં સ્રીપુરુષ કોણ હશે, એમણે શા માટે એ બેની ભલામણ કરી હશે, વગેરે તર્ક.

૧૭ આદિત્ય–સૂર્ય. ગંગા–નદી. કર પદ મુખ શુદ્ધિ કરી–જંગલ જઈ આવી હાથપગ ધોઈ, દાતણુપાણીથી મ્હોં ચોખ્ખું કરી. નિર્મળ–મળ વગરનું, સ્વચ્છ.

૧૮ સ્નાનાદિકથી નિર્ધનશાનું મન શાંત પડે છે; તેના મગજ-માંથી શિવજી વિશે કરેલી કૂડી કલ્પના નીકળી જાય છે; અને તત્કાળ ધન ન મળવામાં તે પોતાના તપની ખામી જુએ છે. એ ખામી ટાળવા તે વધારે તપ કરવા ધારે છે. વિશાળ–બહુ. ત્યાં કણે–તે સ્થળે. તત્કાળ–તે જ વખતે.

૧૯ કવિએ અહીં લક્ષ્મીને અંધાપો ટાળવા ધન્વંતરિ વૈદ્યને શોધતી વર્ણવી છે. વિગત માટે જુઓ લક્ષ્મીનાટક. એમાં લક્ષ્મીને આંધળી ચિતરી છે. એનો અંધાપો ધન્વંતરિ વૈદ્ય દૂર કરે છે. લક્ષ્મીનાટક સન ૧૮૫૧ માં અને સંપલક્ષ્મી સંવાદ સન ૧૮૫૨ માં રચાયેલ છે.

૨૧ શાક્તમત પ્રમાણે શક્તિથી જગતની ઉત્પત્તિ છે. મહાલક્ષ્મી, મહાકાળી અને મહાસરસ્વતી શક્તિનાં ત્રણ સ્વરૂપ છે. આથી લક્ષ્મીને અહીં જગતની માતા (જગદંબા) કહી છે. શિવ પ્રેરી સાક્ષાત–ખુદ મહાદેવજીએ મને મોકલી છે. કાજ સારીશ–કામ કરીશ, પાર પાડીશ.

૨૩ વાટમાં આડું ઝાડ કે એવું કંઈ બીજું પડ્યું હોય, તો ગાડું ચાલતું અટકી પડે છે. ઝાડને કાપી કડકા કરી બાજુએ ફેંકી દેવાથી વાટ ખુલ્લી થાય છે ને ગાડું સડેડાટ ચાલે છે. સંસારમાં નડતાં વિઘ્નને વાટમાં આડા આવતા ઝાડ સાથે અહીં સરખાવેલ છે. રસ્તાતણી અડચણ તોડીશ–વિઘ્ન હણીશ.

૨૪ નિર્ધાર–જાણ, પ્રમાણ, નિર્ધાર, અવધાર કવિતામાં પાદ-પૂરક અવ્યય તરીકે વપરાય છે. ઉચ્ચાર કર્યો–કહ્યું.

૨૫ તત્તવ (તત્ત્વ)–તત્ત્વરૂપ, સારરૂપ, ઉત્તમ.

૨૬ નિર્ધનશા લક્ષ્મીથી લલચાયો છતાં વધારે લાભના લોભમાં સંપને એનું બળ કહી બતાવવા કહે છે. ન્હાલ-દ્રવ્યથી ભરપૂર, કૃતાર્થ. સોય-તે.

૨૭ મહિમા-મોટાઈ.

૨૮ સૃષ્ટિ સમે-ભગવાને મનુષ્યને આ પૃથ્વી ઉપર પ્રથમ પેદા કર્યાં ત્યારે.

૨૯ પ્હેરણુ-પહેરવા માટે, અંગ ઢાંકવા માટે. અતુલ્ય-કોઈ સાથે સરખાવી શકાય નહિ એવું, અત્યંત.

૩૦ સાર મતિ-સારી બુદ્ધિ.

૩૩ લ્હેશે (लभ्)-મેળવશે. લેશ (लेश કડકો)-લગાર પણ. બેવડિયો લવલેશ બોલ પણ એ જ અર્થમાં કવિતામાં વપરાય છે.

૩૪ અંતર રાખી ઉમંગ-મનમાં સારા ભવિષ્યની આશા રાખીને, ઊલટ ભેર.

૩૫ રમા-લક્ષ્મી. ફણીશ (फणिन् ફણાધર, નાગ; ईश ધણી)-મોટો નાગ.

૩૬ સન્માન (संमान)-સત્કાર.

૩૭ ધનને સાથ-ધનના સાથમાં, ધનને લીધે.

૩૮ અરણ્ય-રાન, જંગલ. વસાય-વસાવાય, સ્થપાય.

૩૯ વાસતે (વાસ્તહ બ્હાનું)-બદલામાં, માટે.

૪૦ પામર-હલકા, તુચ્છ (પુરુષો). ધની-ધનવાન. મહીપાળ-રાજા.

૪૧ તરુ થોક ઉપજાવે-થોકબંધ, એટલે કે પુષ્કળ ઝાડ ઊછેરે છે. ભલાંભલાં-કીમતીમાં કીમતી, ઉત્તમમાં ઉત્તમ. ભોગવે (भुज्)-ખાય છે.

૪૨ નિર્લજ (निस्+लज्जा)-લાજ વગરનો, નફટ, બેશરમો.

૪૩ પય ખારાની પુત્રી૦–દેવ અને દાનવે ક્ષીર સમુદ્ર મંથન કર્યો. ત્યારે તેમાંથી પ્રથમ હળાહળ વિષ અને પછીથી લક્ષ્મી નીકળ્યાં હતાં. આથી લક્ષ્મીને ખારા પાણીની પુત્રી અને વિષની બહેન (ભગની) કહી છે. સમુદ્રને બદલે ખારા પાણીની પુત્રી કહેવામાં 'ખાર'નું ભાન કવિ કરાવવા માગે છે. વિષ કરતાં વિશેષ૦–તું તો વિષથી પણ વધારે ભૂંડી છે. વિષથી માણસ રગે રગે બળ્યો બળ્યો થાય છે; પણ તે ખાધું હોય ત્યારે, તે વગર નહિ. એથી ઊલટું 'ફૂલાણાની પાસે મારા કરતાં વધારે પૈસો!' એ વિચારથી જ રોમે રોમે અગન ઊઠે છે, વિષ પ્રાણ હરે પોતે મરી–વિષ શરીરમાં મરે છે, ત્યારે જ તે જીવ લે છે; શરીરમાં મરવા ન દેતાં ઊલટી કરી નાંખી હોય, તો માણસ મરતું નથી. ભારે વિનાશકારક વસ્તુને હળાહળ વિષ સાથે સરખાવવામાં આવે છે. અહીં લક્ષ્મીને વિષથી પણ વધારે ભૂંડી વર્ણવી છે. તેથી વ્યતિરેક અલંકાર નીપજે છે.

૪૪ જેમ કોઈ માણસ ઝાડને બાથમાં ઘાલી વાંકુ વાળી મૂળમાંથી ઊથલાવી પાડે, તેમ કુસંપે પાંડવ અને કૌરવનાં કુળનો નાશ કર્યો. વેલા ભોંય ઉપર પથરાયા હોય તેને જેમ કોઈ ઝડપીને મરડી નાંખે, તેમ ત્રણે લોકમાં ફેલાયલા રાવણના રાજ્યનો પણ કુસંપે નાશ કર્યો. સંપ ફીટ્યે ઘર ફૂટયાં–કુટુંબમાં ફાટફૂટ થઈ સંપનો નાશ થયાથી વંશ નિર્મૂળ થયા છે. પરિપૂરણ–ભરપૂર. નિજ–પોતાનું.

૪૫ હુર–મહાદેવ. પાન કર્યું હશે–પીધું હશે.

૪૬ ગિરિજા–મહાદેવે અર્ધાંગે ધારણ કરેલાં ઉમયાજી. ગંગા–જટામાં ધારણ કરેલાં ગંગાજી. ઈંદુ–માથે ધારણ કરેલો ચંદ્ર, જેને લીધે શિવજી ભાલચંદ્ર કહેવાય છે. અગ્નિની જ્યોત–શિવજીના વચલા નેત્રના અગ્નિની જ્વાળા. મસ્તકનો ચંદ્ર શીતળતા ફેલાવવાનું અને કપાળના નેત્રનો અગ્નિ તાપ ઊપજાવવાનું પરસ્પર વિરુદ્ધ કાર્ય કરે છે, તેથી અહીં તે

બેની જ્યોતને પરસ્પર નડતી કહી છે. વાઘ–પાર્વતીનું વાહન. વૃષભ–શિવજીનું વાહન. મોર–કાર્તિકેયનું વાહન. મણિધર–મહાદેવે કાંડાંએ, બાજુએ, ગળે વગેરે અંગે વીટેલા નાગ. સિંહ-ચંડીનું વાહન. હાથીનું શીશ–ગણપતિનું માથું. મહાદેવજી તપ કરવા ગયા હતા, ત્યારે મનરમાડો કરવા પાર્વતીએ પોતાની શક્તિથી બે બાળક પેદા કર્યાં હતાં, ગણપતિ અને ઉષા, તે એક વખત આંગણામાં રમતાં હતાં, તેવામાં જોગીને વેષે મહાદેવજી આવી પ્હોચ્યા. ગણપતિએ તેમને ઘરમાં જતા રોક્યા. તેથી કોપાયમાન થઈ મહાદેવે વગર ઓળખ્યે ગણપતિનું માથું કાપી નાંખ્યું. પાર્વતીએ તે બાબત બહુ કલપાંત કરવા માંડ્યું. ત્યારે હાથીનું માથું બેસારી મહાદેવે ગણપતિને સજીવન કર્યા. ત્યારથી ગણપતિનું ધડ માણસનું ને શરીર હાથીનું છે. તેને લીધે એ ગજાનન કહેવાય છે. શિવસેવક–દેવ અને દૈત્ય બંને મહાદેવના ઉપાસક છે. ઘરમાં ઝગડાથી કંટાળી મહાદેવે પીધું હશે એવી આ છપ્પામાં કવિ કલ્પના કરે છે. અલંકાર ઉત્પ્રેક્ષા.

૪૭ સપ્તધાતુમય–સાત ધાતુનો બનેલો. સોનું, રૂપું, તાંબું, કલાઇ, સીસું, લ્હોડું ને પારો, એ સાત ધાતુ. શૈલ (શિલા પત્થર)–પર્વત. ધનપતિ–નવનિધિના સ્વામી કુબેર. એમની રાજધાની અલકા કૈલાસ પર્વત ઉપર છે. મહાદેવજીની એમના ઉપર એટલી પ્રીતિ છે કે પોતે અલકા પાસે રહે છે. એ રીતે શિવ અને કુબેરને મૈત્રી છે. કિંનર–દેવ અને મનુષ્યના વચ્ચેની પૌરાણિક સૃષ્ટિને દેવયોનિ કહે છે. તેમાં યક્ષ, ગાંધર્વ, કિંનર વગેરે દસ જાતિનો સમાવેશ થાય છે. યક્ષ ધન-ભંડારના રક્ષક, ગાંધર્વ દેવોના ગાયક અને કિંનર તેમનાં પરાક્રમની ખ્યાતિ ફેલાવનારા છે. કિંનરનું ધડ મનુષ્યનું તો માથું ઘોડાનું અને માથું મનુષ્યનું તો ધડ ઘોડાનું વર્ણવે છે. કરે આશા સુર કિંનર–દેવયોનિ અને દેવ પણ તેમને (અર્થાત્ મહાદેવજીને) જાચે છે.

અહીં એક દેવયોનિ કિંનર દસેના આખા વર્ગને માટે છે. લંકા સરખાં-લંકાના જેવાં લાખો રાજ્યો. સોનાની લંકાનો નિર્દેશ રાજ્યની સમૃદ્ધિ સૂચવવા ખાતર કર્યો છે. 'રાજ્ય' બોલ અધ્યાહાર સમજવાનો છે. ગરુઓ (ગુરુ મોટું)-મોટો, સઉ સારાં કામમાં પ્રથમ પૂજાતો. ગણેશ-ગણપતિ. એ રિદ્ધિસિદ્ધિનો આપનાર મનાય છે. બૈયર-બાઇ ઉપરથી થયેલું રૂપ; સરખાવો વહુ ઉપરથી વહુઅર. ચડભડ કરે-ચડભડે, માંહોમાંહી કજિયા કરે. કુણ-કોણ. શિવ શયન કરે સમશાનમાં૦-આ પણ કવિનો તર્ક છે. વાસ્તવિક રીતે કાપાલિક વ્રતને અંગે શંકર ભગવાન સ્મશાનમાં રહે છે અને ભૈક્ષ્યચર્યા કરે છે. બ્રહ્માનું પાંચમું મસ્તક છેદ્યાના પાપના નિવારણ અર્થે એ મહાવ્રત એમણે ધારણ કર્યું કહેવાય છે. એ વ્રતની વિશેષ માહિતી માટે જુઓ સર્વદર્શન-સંગ્રહ, પાશુપત દર્શન. અલંકાર આ છપ્પામાં પણ ઉત્પ્રેક્ષા છે.

૪૮ તન-શરીર. શત્રુતા-દુશ્મનાવટ. જર-ધન, પૈસો.

૪૯ ક્ષય-શરીર ક્ષીણ થવા રૂપ રોગ. લાગુ રહે છે-કેડો છોડતો નથી; શરીર વળે છે ને પાછું ગળવા માંડે છે, એમ ઊથલા ખાધા જ કરે છે. અહીં પુરાણમાં કહેલો ક્ષયરોગ કવિને અભિપ્રેત નથી. તે તો રોહિણી પ્રત્યેના પક્ષપાતને લીધે દક્ષે ચંદ્રને દીધેલો હોઈ કુસંપનો સૂચક છે. માટે તે કથા અહીં ગ્રાહ્ય નથી. રાહુ સમો શિર શત્રુ-સમુદ્ર મંથન કરતાં અમૃત નીકળ્યું. તે વ્હેંચી આપતી વખતે સૂર્યચંદ્રની જોડે બેસી રાહુ અમૃત પીતો હતો, તેને આંગળી કરી સૂર્યચંદ્રે દેખાડી દીધો. ત્યારથી વેર રાખી તે અસુર તેમનું વારંવાર ગ્રહણ કરે છે; એમ પુરાણમાં કહ્યું છે. વિરહિણી-ધણીથી વિખૂટી સ્ત્રીઓ. ગાળો આલે-વિજોગ સાલવાથી ગાળો દે છે; જુઓ પ્રેમાનન્દકૃત નળાખ્યાન, કડવું, ૧૬, પંક્તિ ૬-૧૨. ચોથ તિથિમાં લોક૦-ચોથનો ચંદ્ર જોયાથી માથે ચોરી ચડે છે એવી લોકની સમજ છે; જુઓ ગણેશચતુર્થીની કથા. એ

કારણુથી કોઇ ચોથને ચંદ્ર જોતા નથી. આંખ આડી કરી–આડું જોઈ. તેજ પ્રતાપ–પ્રકાશની ભભક, ચંદનીની ચમક. નક્ષત્રપતિ–ચંદ્રમા. સત્તાવીશ નક્ષત્રોને પુરાણુમાં દક્ષ પ્રજાપતિની પુત્રીઓ કહેલ છે. એ સત્તાવીસેને ચંદ્ર સાથે પરણાવી હતી. આટલી બધી સ્ત્રીઓ છતાં પણ ચંદ્ર તેમને ત્યાં એક સરખી રીતે નિયમિત વખતે જાય છે અને સઉને સમાન ગણે છે. એથી કરીને એના ઘરમાં કુસંપ નથી. તેની એને ટાઢક છે. આ પણ સંપની પુષ્ટિમાં કવિકૃત કલ્પના છે. અલંકાર ઉત્પ્રેક્ષા.

૫૧ અનંત–પાર વિના.

૫૨ સમેત–સહિત, સંયુક્ત. રહેજે શરમ સમેત–મર્યાદા મૂકીશ નહિ, તારા માપથી રહેજે.

૫૩ ગંડક–ગાંડા.

૫૪ કુણ માત્ર–શી ગણતરીને, શા હીસાબમાં, લવવા લાયક–નકામી લવરી કરવા જોગ, મિથ્યા ડાચાકૂટ કરવા જોગ.

૫૫ કાઢયો રાવણે પકડી કેશ–સગા ભાઈ વિભીષણુના ત્યાગથી. દુર્યોધને તજાવ્યો દેશ–પિતરાઇ પાંડવો પ્રત્યેના દ્વેષથી.

૫૬ જાદવના કુળમાં પણ૦-છપ્પન કોટિ જાદવ પ્રથમ સંપીલા હોઈ અજીત અને સમૃદ્ધ હતા. દારૂના ઘેનમાં ભાન ભૂલી તેઓ લડી પડ્યા ને એક બીજાને જ હાથે કપાઈ મુઆ. જુઓ દલપતરામકૃત જાદવાસ્થળી.

૫૭ તારા હોય–તારા સંગી થાય. અદકો ઉચ્ચાર કર–વધારે પડતો, અભિમાનનો બોલ તું બોલ.

૫૯ ન્હાનાં વરે–ન્હાનપણમાં પરણે, ઘોડિયામાંથી ઝડપાય. સધન–પૈસાદાર. નિર્ધનિયો (નિર્ધન ઉપરથી તિરસ્કાર બતાવનારૂં રૂપ)–તિરસ્કારપાત્ર ગરીબ માણુસ.

૬૦ શ્રીમંત (શ્રી લક્ષ્મી, દોલત)–પૈસાદાર, ધનવાન. ગરથ–ધન.

૬૧ નીવડે ધનવંતાનો ન્યાય–પૈસાદારને દાદ મળે છે, એના લાભમાં

ચુકાદો થાય છે. લક્ષ્મી વિના શ્રી વિષ્ણુ૦–પરમ પૂજ્ય વિષ્ણુ ભગવાને પણ લક્ષ્મી અળગી ન થાય તેટલા માટે તેને પરણીને પોતાની કરી છે.

૬૨ ફૂંદની વાતો–પ્રપંચનું કહેણ, ફાંદામાં લેવા માટેનું કથન.

૬૩ એકવાર ગોલોકમાં કૃષ્ણ ભગવાન રાસ રમતા હતા, તે વખતે ગોપીઓમાં રાધાજીને ન દીઠાં. તેથી ભગવાન ત્યાંથી ચાલી નીકળ્યા. શોધતાં રાધાજી તો ભેગાં ન થયાં; પણ એક કુંજમાં વિરજા નામે ગોપી મળી. તે ભગવાનને વ્હાલી હતી. તેની સાથે એઓ રમવા રહ્યા. એ વાતની ખબર પડતાં રોષે ભરાયલાં રાધાજી તે કુંજે આવ્યાં. ભગવાન તેમને દર્શન દેવા ન રહેતાં અંતર્ધાન થઈ ગયા; અને વિરજાએ ભયના ફરફડાટમાં પ્રાણ છોડ્યા. આ કથા ब्रह्मवैवर्त પુરાણમાં कृष्णजन्मखंडના બીજાત્રીજા અધ્યાયમાં આપી છે. એ કથાનું અહીં અનુસંધાન છે. રાધા અને વિરજાના અણબનાવ નિમિત્તનો શોક ભગવાનને પણ આ રીતે ગોલોકમાં વેઠવો પડે છે. પૃથ્વી ઉપર કૃષ્ણાવતાર લેતાં રુક્મિણી અને સત્યભામાના અણબનાવ નિમિત્તનો સંતાપ તેમને વેઠવો પડે છે. રામાવતારમાં કૈકેયીએ રોપેલા કલેષના કારણથી તેમને લાંબો વનવાસ વેઠવો પડે છે. ત્યાં પણ તે જંપીને રહેવા પામતા નથી. સીતાજીએ લીધેલી રાઢથી તે કનકમૃગને મારવા જાય છે. મારીને પાછા આવી જુએ છે, તો સીતાજી મળે નહિ. રાવણ તેમનું હરણ કરી ગયો હતો. એ રીતે સીતાજીની રાઢને લીધે રામને તેમનો લાંબો વિજોગ વેઠવો પડે છે. સંપ અને સમાધાનીના અભાવે મહાસમર્થ લક્ષ્મીપતિ ભગવાનની પણ આ દશા થાય છે. કુણ ગતિ–શા હાલ.

૬૪ કોશલ–અયોધ્યાની આસપાસનો દેશ. નરેશ (नर માણસ, ईश ધણી)–રાજા. સુત–પુત્ર. વડા વિવિધ કવિ–અનેક મોટા કવિઓ, જેવા કે વાલ્મીકિ, વ્યાસ, કાલિદાસ વગેરે. અલક્ષ–લક્ષમાં ન આવે એટલી, કલ્પનામાં ન આવે એવી ભારે.

૬૫ કમળા–લક્ષ્મી. અભંગ–તોડ્યું તૂટે નહિ એવું, મજબૂત, જબરૂં. સ્વતંત્ર–એકઠા રહી ખંડાઈ ન મરતાં આપઅખ્તિયારીનું, આગવું, પોતાની સત્તાનું.

૬૬ કાપી સંપનું નાક–સંપને દંડી દેશવટો દીધો ત્યારે. જૂના અમલમાં નાક કાપી દેશપાર કરવાની સજા થતી. નિષ્કંટક–કોઇની આડખીલ વગરનું. અનુસરે–સેવે છે. પ્રથીનાથ–પૃથ્વીનો ધણી, રાજા.

૬૭ ભડ (ભટ)–બહાદુર. એક–કુંભકર્ણ.

૬૮ હુરડે જેવો–હરડેનો સ્વાદ જેવો કસાણો લાગે છે તેવો, અકારો. કોઈ અવસરે–લાંબો વખત સેવનથી ક્વચિત.

૭૦ ગંધક તેલ–ગંધકનો તેજાબ, સલ્ફ્યુરિક આસિડ. દૂધ ને સાકર ભેળવ્યાં હોય, તો એનો મેળ ખાય છે. એ બે એકઠાં કંઈ ઓર જ લેઝત આપે છે. એથી ઊલટૂં ગંધકનો તેજાબ અને સાકર ભેળવ્યાં હોય, તો મેળ ખાતો નથી એટલું જ નહિ, પણ સાકર બળીને કોયલો થાય છે. આથી ગંધકના તેજાબને કુસંપનૂં રૂપ આપ્યું છે. કુસંપ જેમ માણસની ખુવારી કરે છે, તેમ ગંધકનો તેજાબ પણ સાકરની ખરાબી કરે છે.

૭૧ દિલ્હી–દિલ્હીમાં. અલાઉદ્દીન ખિલજી એના કાકા જલાલુદ્દીનને મારી નાંખીને ગાદીએ બેઠો હતો. મંત્રી–કારભારી, દીવાન. મલેક–મલેક કાફુર. એણે ઇ. સ. ૧૩૧૬ માં અલાઉદ્દીન ખિલજીને ઝેર દેઈને મારી નાંખ્યો હતો અને પોતે દિલ્હીનો બાદશાહ થયો હતો. જેબ–ભભકા ભેર, ઠાઠથી. રુચિ જોડી–ઇચ્છા કરી, મરજી કરી. ચખ (નારી જાતિ)–આંખો. ભૂંડી રીતે–કમોતે.

૭૨ નૃપ–રાજા. વણમોતે–વગર મોતે. ભ્રાત–ભાઈ. પિતુમાતે–બાપ કે માએ.

૭૩ એહ અવસર–તે વખતે.

૭૪ સો વાતે એક વાત–સો વાતના સારભૂત એક વાત, લાંબાં લાંબાં ભાષણોનો સારાંશ. ભાસે–લાગે. સાક્ષાત–તારી નજરે જોઈને અને મનથી વિચારીને.

૭૫ શા કારણે–શા માટે, શું મેળવવા.

૭૬ પ્યાસ (पिपासा)–તરસ. લૂણ (लवण)–મીઠું. જેનું કામ જે, તે કરે–જેનાથી જે નીપજે, તે જ તે કામ કરે.

૭૭ પરિતાપ–સંતાપ, દુ:ખ, બળાપો.

૭૮ કાયે–શરીરે. સજ થઈ–સાવધાન થઈ, હોશિયારીથી.

૭૯ અંતર ધરી ઉમંગ–જુઓ કડી ૩૪ ઉપરની સમજુતી. સંપત્તિ–લક્ષ્મી.

૮૦ સંપ તજી–સંપને વીસારી. પેખીને–જોઈને. ત્રિલોચન રાજ–ત્રણ નેત્રવાળા મહારાજ શ્રીશંકર ભગવાન.

૮૧ નિશ્ચય–ખચીત, નક્કી. નિ:શંક (निस्+शङ्का)–શંકા રહિત, દૃઢ સંકલ્પવાળો.

૮૨ ઉમંગેથી–ઉમંગથી, ઉમંગે. બેવડા પ્રત્યયનો અહીં કવિએ ઉપયોગ કર્યો છે, તે ખામી ભરેલો કહેવાય.

૮૩ તજાવી મને સ્થાન૦–પ્રથમ સંપ તૂટે છે; તે પછી લક્ષ્મી પણ પગલાં કરે છે એટલે કે જતી રહે છે.

૮૪ લક્ષ્મી સાટે–લક્ષ્મીના બદલામાં, પૈસાના લોભમાં. કહેવાનું તાત્પર્ય એ છે કે જ્યાં એકસંપ હોય છે ત્યાં સારા પૈસા થાય છે. પૈસા મળ્યે સ્વતંત્ર થવાનું ગમે છે ને એકસંપીનો અણગમો થાય છે, એટલે એકઠા હોય છે તે છૂટા પડી જાય છે. પરિણામે પૈસા પણ પરવારે છે.

૮૫ દયાથી મોટી દૃષ્ટિ રાખવી–સખ્ત થઈ ઝીણી નજરથી દોષ જોવા નહિ, પણ દયાળુ થઈ મોટી નજરથી જોયું ન જોયું કરવું.

૮૬ એ શીખામણ૦–સંપનું કહેવું સાંભળીને તેણે આપેલી શીખામણ નિર્ધનશાએ ગ્રહણ કરી. અન્નખત–પૈસો, દોલત. અથાહ–અથાગ, અપાર.

૮૭ અમ્રતદષ્ટિ–અમ્રતના જેવી મીઠી નજર. વિસ્તરી–ફેલાઈ. દુઃખહર–દુઃખના હરનારા.

૮૯ નિષ્ફળ (निष्-फल)–ફોગટ, બરબાદ.

૯૧ વિચરે–ચાલે, રહે.

૯૨ અંક–આંક, રકમ. મુખ ફેરવ્યે–એકમ અને દશકના આંકડાનાં મ્હો ફેરવ્યાથી. જાણે બે જણ મ્હોમાં મ્હો મેળવી વાત કરતા હોય તેવી રીતે એકએકનાં મ્હોએ મ્હો મળે એમ છગડો ને ત્રગડો લખિયે, તો 'ત્રેસઠ' આંક લખાય છે. પરંતુ બે જણ એકએકનું મ્હો ન જોવાના મુદ્દે લડી ઊઠી પીઠ કરી બેઠા હોય તેવી રીતે મ્હોએ મ્હો મળવા ન પામે એમ એ જ બે આંકડા લખિયે, તો ઊણપ આવે છે ને ન્હાનો 'છત્રીસ' આંક બંધાય છે. અર્થાત્ એકએકના સામું ન જોવું, એવું વેર રાખવાથી ઊણપ–ન્હાનપ આવે છે. અલંકાર દષ્ટાંત.

૯૩ લ્હેશે (लभ् મેળવવું)–મેળવશે, પામશે. પુરુષ બળવાન્ હોય છે અને સ્ત્રી અબળા કહેવાય છે, એ મુદ્દો લક્ષમાં રાખી કવિએ આ ન્હાના કાવ્યમાં એકતાને માટે નર જાતિનો સંપ બોલ યોજ્યો છે અને ધનને માટે નારી જાતિનો લક્ષ્મી બોલ વાપર્યો છે. ધન કરતાં સંપ વધારે બળવાન–ચડિયાતો છે, એ જ આ રૂપક બાંધવાની મતલબ છે.

૯૪ રચ્યા સાલ વિક્રમ સંવતની આપી છે. ભરપૂર ભાદરવે–જે મહિનામાં નવાણો પૂરેપૂરાં પાણીથી ભરેલાં હોય છે એવા ભાદરવામાં આધિક–બહુ, અત્યંત. કથા કહી–કવિએ સંપલક્ષ્મીસંવાદ સુરતમાં રસિક શ્રોતાઓ સમક્ષ વાંચી સંભળાવ્યો હતો.

૯૫ વાસી–રહેવાસી, વતની. સં. ૧૮૫૨ માં કવિનાં ઘરબાર વઢવાણમાંજ હતાં; એઓ વતન બદલી અમદાવાદમાં આવી રહ્યા ન હતા. જુઓ દલપતપિંગળમાં ચંદ્રાવળા છંદના દૃષ્ટાંતરૂપે આપેલી કડીઓ. દાખે–દર્શાવે છે, કહી બતાવે છે, કહે છે.

કવિ દલપતરામ ડાહ્યાભાઈ, સી. આઈ. ઈ, મૂળ વઢવાણના રહીશ અને જ્ઞાતે શ્રીમાળી બ્રાહ્મણ. એમનો જન્મ ઈ૦ સ૦ ૧૮૨૦ માં થયો હતો. સન ૧૮૪૮ માં મી૦ અલેકસાંડર કિન્લોક ફોર્બ્સ સાહેબના તેડાવવાથી એઓ અમદાવાદ આવ્યા અને પોતાનું બધું જ જીવન સાહેબ મોસુફે સ્થાપેલી ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીની નોકરીમાં ગુજરાતી ભાષાની અભિવૃદ્ધિ કરવામાં ગાળ્યું. સંપલક્ષ્મીસંવાદ, હુન્નરખાનની ચઢાઈ, વેનચરિત્ર, ફાર્બસવિલાસ, ફાર્બસવિરહ, શ્રવણાખ્યાન (હિંદી) વગેરે એમના જાણીતા ગ્રંથો છે. પ્રસાદ, મિઠાશ અને વિવિધ પ્રકારની ચાતુર્યભરી રચનાથી એમની કવિતા ઓળખાય છે. એમની શૈલી સુબોધક ( Didactic ) છે. એમનું મૃત્યુ ઈ૦ સ૦ ૧૮૯૮ માં અમદાવાદમાં થયું હતું.

---

## લંકામાં ત્રાસ

સંહારકર્મ કરવું ન પડે ને સમાધાનીથી પતે એવા હેતુથી રામચંદ્રજી સીતા પાછાં આપી દેવાનું સમજાવવા રાવણ પાસે અંગદને મોકલે છે. એને લંકામાં પેસતાં પહેલે જ દરવાજે દરવાન રોકે છે. તેને મારી નાંખી અંગદ શહેરમાં પેસે છે. બીજા પણ જે રોકે છે, તેની એ જ દશા થાય છે. બધાનાં માથાં હાથમાં લેઈ રામનો દૂત રાવણના દરબારમાં જાય છે. એ વખતે લંકા ડમડોલ થાય છે, તેનું આ ઊતારામાં વર્ણન છે. એ સામળભટની અંગદવિષ્ટિમાંથી લીધો છે.

આડે આવનારનાં ખૂન કરી માથાં જટિયે ઝાલી અંગદ રાવણના દરબાર તરફ ધસે છે. ભયભીત લંકાવાસી જે જેમ નસાય તેમ નાસે છે. એ ભારે ખળભળાટનો ચિતાર આપી કવિ ભયાનક રસ જમાવવા કરે છે. પ્રતીહારે રોકયાથી અંગદને ક્રોધ ચડે છે, તે વડે ઉપચય પામેલો રૌદ્ર રસ ભયાનકનું પોષણ કરે છે. ભય શમાવવા રાવણના પ્રધાને લીધેલા ઉપાય નિષ્ફળ જતા વર્ણવી કવિએ તેનું સ્થાયીપણું બતાવ્યું છે. રાક્ષસોની નાસભાગ એ ભયનો અનુભાવ છે. અંગદના પરાક્રમની અતિશયોક્તિએ ભરેલી વાત જે ફેલાય છે, તે ભયમાં વધારો કરે છે. એનું વિકરાળ અને બ્હીઆમણું રૂપ ઉદ્દીપન બને છે. શૈલી કડક અને જુસ્સાદાર છે.

૧ હુલકહુલક–અત્યંત ગભરાટ. બેવડું રૂપ અત્યંતપણું બતાવે છે. સરખાવો 'હોલકર નાઠો, હુલકું પડિયું; દામાજીએ દોટ મૂકી' (પાણીપત). 'થયું' ક્રિયાપદ અધ્યાહાર છે. ત્રાસ પડ્યો–હદપાર ભય ફેલાયો. દોઢી ને દેઢી–દેવડીએ દેવડીએ, દરેક દરવાજે. દોઢી ને દેઢી એક જ અર્થના બોલ છે. બંને દ્વાર ઉપરથી થયા છે. દેવડીનું કવિએ ટૂંકાવેલું રૂપ દેઢી છે. બુંબારવ–બૂમાબૂમનો અવાજ (રવ); સરખાવો ગુંજારવ, ગણરવ. વિકટ–વસમી. ટેઢી–વાંકીચૂંકી. પ્રાજે કરી–ફરી સામો થઈ ન શકે એવો હરાવી, અર્થાત્ મારી નાંખી. પ્રાજે પરાજયનું ટૂંકું રૂપ છે. પ્રતીહાર–દરવાન. દ્વાર ઉઘાડી–રામચંદ્રજીએ ઘેરો ઘાલેલો હોવાથી લંકાના દરવાજાનાં બારણાં ભીડેલાં હતાં તે ઉઘાડી નાંખી. અહંકારી–સ્વાભિમાનવાળો, ટેકીલો, દરવાને કરેલું અપમાન ન સાંખનારો. અહીં અહંકારી બોલ સારા અર્થમાં વાપરેલો છે. આયો–આવ્યો; સરખાવો હિંદી आया. જોધા (योध)–સુભટો. કર ઉંચો કોનવ થયો–એક હાથ પણ તેના સામો ઉગામાયો નહિ; એક પણ રાક્ષસ તેના સામો થયો નહિ. કર શબ્દ લક્ષણાથી કરધારી રાક્ષસ

સુભટ માટે વાપર્યો છે. ઘાયડમલ્લ–અનેક ઘા જેણે ઝિલેલા છે અર્થાત્ કસાયલા મલ્લ જેવો (અંગદ).

૨ ધાયો–લંકામાં ઝડપબંધ આગળ વધ્યો. નીર ઊતાર્યાં નરનાં–મરદ હોવાનું અભિમાન ધરાવનારા રાક્ષસ સુભટોનાં પાણી ઊતાર્યાં, અર્થાત્ તેમને હરાવી નિસ્તેજ કર્યા; સરખાવો 'મોતીનું પાણી ઊતર્યું તે ઊતર્યું.' નર બહુ અભિપ્રેત હોવાથી નીર બોલ બહુવચનમાં વાપર્યો છે. દરવાણુ–અંદરના દરવાજાઓના દરવાનો. હેવટ કીધ દરવાણ–અંગદે દરવાનોને બે વાટે ફેંકાયલા કર્યા; દરવાનોનાં ધડ અને મસ્તક જુદાં કરી નાંખ્યાં, જેથી એક એક મગ અને બીજું બીજી મગ ધબ લેઈને પડયું; મતલબ કે દરવાનોને મારી નાંખ્યા. વખાણુ શાં કરૂં વાનરનાં–નરનામધારી રાક્ષસોથી વાનરનામધારી અંગદનો વ્યતિરેક કર્યો છે. છૂટાણી–છૂટી ગઈ, જતી રહી. હાલ આ રૂપ કાઠિયાવાડમાં વપરાય છે. સામળભટના સમયમાં અને તે પહેલાં ગૂજરાતમાં પણ તેનો વપરાટ હતો. વાએ ચાલી વાત–જાણે વા વાત લેઈ જતો હોય તેમ ઝપાટાબંધ સમાચાર શહેરમાં પસરી ગયા. ખલક–દુનિયાં; અર્થાત્ લંકાની દુનિયાં, લંકાવાસી. અટારિયે–મહેલની ટોચની મેડીએ. કચ્છમાં અટારિયું બોલ હાલ પણ વપરાય છે. અંગદ વાનર હોવાથી ટોચની મેડીએથી ઘરમાં પેસી વિનાશ કરશે, એ ભયથી સ્રીઓ મહેલની ટોચે જઈ અટારિયાની બારીઓ બંધ કરે છે.

૩ વાયુ વંત વાધી–વાયુ પસરે તેમ પસરી, વાયુવેગે ફેલાઈ. રણુ–રણમાં, યુદ્ધ થયું તેમાં. રોળ્યો–સંહાર્યો, હણ્યો. ગુલબાન થયું ગલીકૂંચીએ–કંઈ કંઈ ઊડતી વાતો લંકાની ગલીકૂંચીએ પ્હોચી ગઈ. લાખ કરોડ લોકે લહ્યો–પચીસ પચાસ નહિ, પણ લાખો અને કરોડો લોકોમાં અત્યંત ગભરાટ ફેલાયો. છેલ્લા ચરણનો 'ઉલ્કાપાત' બોલ 'લહ્યો'નો ક્રિયાનાથ છે. કહે રૂઠયો રામ૦–એ ખળભળાટ એટલો ભારે

થયો કે સહુએ એમ જ કહ્યું કે જરૂર રામચંદ્રજી રાવણ ઉપર રૂઠ્યા. અર્થાત્ તેમણે રાવણનું નિકંદન વાળ્યું. ઉલ્કાપાત શબ્દનો મૂળ અર્થ "તારાનો વરસાદ વરસવો' એવો થાય છે. એ ઉત્પાતથી લોકમાં બહુ ગભરાટ ફેલાય છે; ને એમ જ મનાય છે કે કંઈ ભારે અનિષ્ટ થવાનું છે. આ રીતે ઉલ્કાપાતનો લાક્ષણિક અર્થ અત્યંત ગભરાટ કિંવા ખળભળાટ થાય છે. હુલકું, હાલકહુલક, હાલકાહોલ, હાલકલ્લોલ બોલ એમાંના એકદેશ ઉલ્કાનો પરિવાર છે.

૪ ડમડોલ થયો–ભરદરિયે તોફાનમાં વહાણ ડોલે, તેમ ખળભળી ઊઠ્યા. ગુણગ્રામે–ગુણના નિવાસસ્થાનરૂપ રામચંદ્રજીએ. લંકા–લંકામાં. મહીપ–રાજા. અસવારી–મૂળ અર્થ ઘોડે ચડી નીકળવું; તે ઉપરથી અહીં અર્થ ચડાઈ. મોટ (માત્રા)–પૂંજી. દોદેશે–કોઈ આમ તો કોઈ તેમ, બે એ દિશાએ; ગભરાટમાં જેમ નસાયું તેમ. બાંહ્યે લીધાં–પાંગોઠાં ઝાલીને જોડે લીધાં. છૂટે કેશે–નાસતાં અંબોડો છૂટી ગયાથી ફરફરતી લટોએ. ત્રાસ એટલો ભારે છે કે સ્ત્રીઓ છૂટી લટો બાંધવા પણ રહેતી નથી. રાવણા–તિરસ્કાર પાત્ર રાવણ. સામળનો સ્વામી કોપિયો૦–લંકાનો ખળભળાટ કલ્પનાની દૃષ્ટિએ પ્રત્યક્ષ જોતો કવિ આવેશમાં આવી જઈ, રાવણને જાણે ઠપકો આપતો હોય તેમ, બોલી ઊઠે છે કે 'અરે ભૂંડા! મારા નાથ રામચંદ્રજીનો રોષ વ્હોરી લેઈ આ તેં સોનાની લંકા લ્હોડાની કરી! કનક હતું તે કથીર જ નહિ, પણ લ્હોડું થઈ ગયું!' ભાવિક અલંકારનો આ બહુ સારો ઉપયોગ છે.

૫ લપેટી ઝપેટી–લપટઝપટમાં લેઈ; જુઓ લાપટઝાપટ. જોરો કીધો–જોરાવરી કરી, બળ ચખાડ્યું. આળ (સં. अर्द्)–ત્રાસ આપવો તે; જુઓ અડપલું. કલંકના અર્થનો આળ બોલ ભિન્ન છે. અટપટું કરતો આળ–જેને તેને તે વિષમ ત્રાસ આપે છે, ગજબ પીડે છે. ટેક દાખંતો

તોરો-અંગદે ટેક તો શું, પણ ટેકને માથે છોગું ઊગતું દેખાડ્યું; એક દરવાને અપમાન કર્યા બાબત અનેકને ભારે શિક્ષા કરી તે ટેકીલાએ પૂરો ટેક બતાવ્યો. વાસે-લંકામાં ઘેરેઘેર. ધાટ ધજ્યો-હણ્યા, મારી નાંખ્યા. ધાટ અને ઘાત કુટુંબી છે. રાવ-બૂમ, પોકાર; ફરિયાદ. રાવળે (राजकुल)-રાજવળામાં, રાવણના દરબારમાં. રાવ-રાજા.

૬ થયું રાવણને જાણ, દેશમાં૦-અંગદે વર્તાવેલા ત્રાસની રાવણને જેવે ખબર પડી, તેવે જ તેણે દેશમાં દાંડી પીટાવી કે 'રાજા રાવણની આણ છે. કોઈ નાસશો નહિ. અમે તમારૂં રક્ષણ કરિયે છિયે.' ઢૂંડી વાઇ-દાંડી પીટાવી. ઢૂંડી અને દાંડી, બંને બોલ दण्ड ઉપરથી થયેલા છે; અને દાંડો, દંડુકો વગેરેના સહોદર છે. પ્રતાપવંત-પ્રતાપી, બહાદુર. ચઢ્યો-સવારો સાથે ઘોડે ચડીને શહેરમાં ફરવા નીકળ્યો. ચોખૂંટે-ચારે કોર . છેવટની મર્યાદા (ખૂંટ) સુધી. ચ્હાઈ-ઇચ્છાપૂર્વક, ખાંમુખાં. વીર હંકાર્યાં વાટે-બધે રસ્તે ફરતા બહાદુર સુભટોનો પ્હેરો મૂકી દીધો. જોરાળા બહુ જોધ૦-ઉપરાંત દરેક નાકે પુષ્કળ મહા બળવાન જોધાઓની તુકડીઓ ગોઠવી દીધી. આવતા છપ્પાને છેડે કહેલું છે તે મુજબ એ તુકડીઓને ફરમાન હતો કે અંગદ આવે તેવો બાંધી લેવો; અને એ મુદ્દાસર નાકે નાકે દોરડાં વગેરે બંધનનાં સાધન પણ આપી મૂક્યાં હતાં. એ તુકડીઓના હાલ કવિ વર્ણવે છે. પણ તાપ લાગી૦-પરંતુ અંગદની હોફ સઉના મનમાં પેસી ગઈ હતી, તેથી કરીને તેઓ થરથર ધ્રૂજતા હતા; તેમનામાં સુભટનું નિડરપણું (ધૈર્ય) રહ્યું ન હતું. અંગદ જાતાં-હજુ તો અંગદ માર્ગે વહ્યો આવતો હતો, દેખાતો એ ન હતો એટલો વેગળો હતો. ત્યારે અંગદ નાકે આવી પ્હોચે છે તેવારે શું થાય છે, તે આવતા છપ્પાના છેવટમાં કવિ કહે છે.

૭ પળ પાંચે-પાંચ જ પળમાં. આંચે લીધા-પોતાના ક્રોધની

ઝાળમાં ઝડપી લીધા, ક્રોધથી ઠાર માર્યા. આંચ (अर्चिस)-ઝાળ; સરખાવો ઊન્હી આંચ. સાત પાંચ, પાંત્રીસ શીશ કર-ચાલુ છપ્પાની પહેલી લીંટીમાં કહેલા પાંચ જ પ્રતીહારનાં નહિ, પણ સાત વાર પાંચ એટલે કે પાંત્રીસનાં માથાં તેના હાથમાં હતાં. અતિ ઓપંતો-અંજાઈ જઈયે એવું એનું અત્યંત તેજ હતું; સરખાવો ઓપ (ચળકાટ). રામનામ ઉચરંત-તે રામના નામની ઘોષણા કરતો હતો. લાજ લોપંતો-ભગાડી મૂકી કે ધૂળ ચાટતા કરી તેણે ભલભલા શૂરવીરની આબરૂના કાંકરા કર્યા. શી રીતે લાજ લોપી તે કહે છેઃ-હલકાહોલ હલહલ હૂકલ્યો૦. હલકાહોલ-ત્રાસ ભેર, ત્રાસ વર્તાવી. હલ હલ-ખસ રે ખસ, એમ કહી. હલ ક્રિયાપદ અત્યારે પણ કચ્છમાં વપરાય છે. હૂકલ્યો હાક મારી, હાકેટચો. એની હાક ક્યાં સુધી સંભળાઈ, તે કહે છે. ડર આણ્યો દશકંધને-એ હાકથી રાવણ ભડકયો. તેને એમ થયું કે રૈયતને ધીરજ આપી ખરી, પણ અંગદની આ હાકથી પાછો ગભરાટ ફેલાશે. દશકંધ (दश દસ; कंधरा ડોક)-રાવણ. ત્યારે નાકે નાકે રાક્ષસ સુભટોની તુકડીઓ મૂકી હતી, તેમણે શું કર્યું? કવિ ઉત્તર આપે છે. વાળ વાંકો ન થયો૦-જેમ પૂર્વે હનૂમાનને બાંધી લીધો હતો, તેમ અંગદને દોરડાં વગેરેથી તેમણે બહુએ મળી બાંધ્યો તો ખરો, પણ તેણે બળ કરી બંધન તરત જ તોડી નાંખ્યાં. અંગદ એકલો હતો અને રાક્ષસો અનેક હતા. તે છતાં કોઇથી તે વાલીના પુત્રનો વાળ પણ વાંકો થયો નહિ. અંગદના પિતા વાલીએ રાવણને કાખમાં દબાવી રાખ્યો હતો, તે રાવણના અનુચરો અંગદને શું કરી શકે? એવો ભાવ વાલીસુત બોલથી સ્ફુરી આવે છે. પરિકરાંકુર અલંકારનો આ સફળ પ્રયોગ છે.

૮ ગયા છપ્પામાં અંગદની હાકથી રાવણ ભડકી ઉઠ્યાનું કહ્યું હતું. તેણે તે વારે રૈયતને ફરી આશ્વાસન આપવા શું કર્યું, તે આ

છપ્પામાં કવિ કહે છે. પડો (पटह)-ડંકાનું નગારૂં. ઢોલ ઢમકાવ્યાં-ચકલે ચકલે ઢોલ વગડાવ્યાં. રણતૂર-રણશીંગાં. વિવિધ-તરેહતરેહનાં. વાઈ-વગાડી. ભેર (ભેરી)-પડઘમ. બુંબારવ બૂમ પડાવી-મોટા અવાજથી સાદ પડાવ્યો. ચોપખે-ચારે બાજુએ, ચારે દિશામાં. નાળ ચડાવી-તોપો મંડાવી. અહીં કવિથી અજાણમાં વસ્તુવિરોધ થઈ જાય છે. ત્રેતાયુગમાં તોપ ન હતી. રામાયણમાં તોપના મારાની હકીકત છે નહિ. તહીં-એ રીતે શાંતિ અને સમાધાનીના ઉપાયો લેતા હતા તેટલામાં. હુલહલ કરી-ત્વરા કરી, ધસમસ્યા આવી; સરખાવો હલકારો. હુલકારો હામનો-હામ ભીંડનારો, હિમ્મતવાન ખેપિયો. મહીપતિ-આખી પૃથ્વીનો ધણી-રાવણ. હજુરી અંગદનું નામ જાણતો નથી, પરંતુ તે રામનું નામ ગજાવે છે તેથી રામના સેવક તરીકે તેને ઓળખે છે. તે કોઇનો ખાળ્યો રહેતો નથી, તેથી તેને જરૂરી પેગામ લેઈ આવનાર હલકારો કહે છે. દરવાનનો તો અંગદે ઘાણ કાઢી નાંખ્યો હતો; તેથી હજુરી ખબર લેઈ હાંફ્લોફાંફ્લો આવે છે.

૯ હજુરીનો ભય શમ્યો નથી; તેને અંગદના ભયંકર પરાક્રમના અને રૌદ્ર રૂપના ભણકારા હજુ પણ થયા કરે છે; તેનું વર્ણન કવિ આપે છે. જોરાળા-બળવાન. વડ-વડા, મોટા. વળગ્યા છે બાથે-એને અનેક સુભટ બાઝયા છે, તેમને તે ઢસડતો ચાલ્યો આવે છે. પ્રાજે કરતો-જે જોધાઓ એને બાઝયા હતા, તેમને સઉને હરાવી તે કયાં એ ખંખેરી નાંખે છે. પરભાતે-ઊગતે પરોડિયે. કલ્પાંત કોલાહલ કૂદતો-કલ્પના અંતે સૃષ્ટિનો લય થતાં જેવો ભયંકર નાદ ઊઠે છે તેવા નાદ સાથે તે છલંગો ભરતો આવે છે. નામ માત્ર-લગાર પણ; સરખાવો નામે, નામનું, નામચું. નમતો નથી-નમ્યું આપતો નથી, દબતો નથી.

કવિ સામળભટ, જાતે શ્રીગોડ માળવી બ્રાહ્મણ, અમદાવાદ પાસે હાલ ગોમતીપુર છે તેની જોડે આવેલા બેગમપુરા(=વેંગણપુર)માં રહેતા.

માતર પરગણાના સીંહૂજ ગામના પટેલ રખીદાસે કવિને પોતાની પાસે તેડાવી સારો આશ્રય આપ્યો હતો. સિંહાસનબત્રીશી, વૈતાળપચ્ચીસી, શિવપુરાણ, અંગદવિષ્ટિ, રાવણમંદોદરીસંવાદ, નંદબત્રીસી, પદ્માવતી, મદનમોહના વગેરે એમના જાણીતા ગ્રંથો છે. એઓ ઈ૦ સ૦ ૧૬૮૪ અને ઈ૦ સ૦ ૧૭૬૪ના ગાળામાં વિદ્યમાન હતા.

---

## લીલાસૂકા દૂકાળ.

સંવત્ ૧૭૮૭માં વરસાદ બહુ પડ્યો*. તેને લીધે પાક ઊભો ને ઊભો કોહી ગયો અને પછીના વરસમાં એટલે સંવત્ ૧૭૮૮માં દૂકાળ પડ્યો. તે લીલો દૂકાળ કહેવાયો. એ કાળવરસનું ચોમાસું ખાલી ગયું. એટલે કરી એના પછીના સંવત્ ૧૭૮૯ના વરસમાં સૂકો દૂકાળ પડ્યો. એ બે ઉપરાઉપરી પડેલા લીલાસૂકા દૂકાળ, તેના અસહ્ય થઈ પડેલા સંકટમાંથી ઊગારવાને વલ્લભ મેવાડાએ બહુચરાજી માતાનો આ ગરબો રચ્યો છે. એ 'કળિકાળનો ગરબો' એવા નામે ઓળખાય છે; કેમકે દૂકાળની હકીકત ઉપરાંત કળિકાળના અનેક માઠા બનાવનું એમાં વર્ણન છે. એમાંથી દૂકાળ સંબંધી ભાગ અત્રે ઊતાર્યો છે.

અહીં શક્તિમાં માતા કિંવા આઈ ( સં. आर्या, પ્રા. अय्या)ની ભાવનારૂપે પ્રકાશતી દેવવિષયક રતિ સ્થાયીપણાને પામી ભક્તિના અંગનો પ્રતિપાદ્ય વત્સરસ જમાવે છે. માજીએ પૂર્વે બતાવેલા પરચા ઉદ્દીપનનું કાર્ય કરે છે. રસ ભયાનક અને કરુણની છાયાએ રંગાઈ ઉત્કર્ષ પામે છે. દેશીની પસંદગી પણ રસપોષક છે.

---

* જુઓ ત્રીભોવનદાસ ગંગાદાસ પટેલકૃત દૂકાળ વિશે નિબંધ ( સન ૧૮૮૦) પૃ. ૪–૫.

૧ પરમેશ્વરી (પરમ+ઈશ્વરી)–સર્વોપરી શક્તિ. કર્મ-લીલા સૂકા દૂકાળરૂપ માઠા પરિણામ. અકલ–બુદ્ધિ, કવિત્વશક્તિ. પ્રતિભા એવડી–યથાર્થ વર્ણન કરી શકું એવી ભારે શક્તિ. રાખજો શર્મ–મારી લાજ રાખજો: તમે પરમ સમર્થ છો.

૨–૩ એ રીતે મંગળાચરણ કરી માતાજીની મહત્તા અને એમના પરચાનું કવિ ટૂંકામાં વર્ણન કરે છે. જીવનું જીવન તું જડી–તત્ત્વવિચાર કરતાં તું જીવનું પણ જીવન છે, ચેતનનું પણ ચૈતન્ય છે. દેવીનો મહિમા ન જાણનારે માતાજીના ચાચરનો કૂકડો મારી ખાધો. પણ માજીએ તો તેને ખાનારના પેટમાં જીવતો રાખ્યો એટલું જ નહિ, પણ જીવતો જાગતો બહાર કાઢ્યો; અને એ રીતે પ્રત્યક્ષ પરચો બતાવી, ધર્મ લોપ પામવા લાગ્યો હતો તેનું રક્ષણ કર્યું. અવતારીને–મારી ખાધેલા કૂકડાને ખાનારના પેટમાંથી જીવતો બહાર કાઢીને. દીનનાં દુઃખ ખપાડિયાં–દીન થઈ શરણે આવનારનાં દુઃખનો નાશ કર્યો, દુઃખ ફેડ્યાં. જનમી–ચૂંવાળમાં પ્રગટ થઈ. જોખ (જોષ)–સુખ; જુઓ 'જીવે તેને જોખ' (સામળ). સમાં સરવ સંપડાવિયાં–બધું અવળાનું સવળું કરી દીધું. ગુણવંત કીધા ગોખ–મહિમાવાળા ગોખરૂપે પ્રગટ્યાં, એમાં આવીને બિરાજ્યાં. બહુચરાજીના મંદિરમાં કાળિકાજીની પેઠે સ્થૂળ મૂર્તિ નથી, તેમ અંબાજીની પેઠે આકૃતિનો આભાસ પણ નથી. માત્ર ગોખ છે ને તેમાં યંત્ર છે. એ ગોખ માતાજીનું સ્થાનક માની પૂજાય છે ને તેને આંગી ચડે છે.

૪–૫ કવિ હવે આર્ત સ્વરે સંકટ વર્ણવે છે. હૃદયું હાલતું નથી–હિંમત રહેતી નથી. આટલા દહાડા તો જેમ તેમ કષ્ટે કાઢ્યા, પણ હવે નહિ નભે; દુઃખનો આરો ન હોવાથી હિમ્મત હારી જવાય છે. કઠણ–વસમો. પ્રજા થઈ પિંડપાળ–'અભ્યાગતને મૂકી આપિયે' એ હવે નથી રહ્યું. આજકાલ તો લોક પંડને પોષનારા થયા છે. તું વિના

કોઈ નથી પાળતું—ભૂખના માર્યાં માણુસ ટાંટિયા ઘસીને મરી જાય છે, પણ કોઇ તેમનું પાલન કરતું નથી; આ વખતમાં તો પાળનાર, માજી, તમે જ છો. લોકની બુદ્ધિ કેમ બદલાઈ છે તે કવિ કહે છે. ભૂંડો કળિકાળ આખા દેશ ઉપર અમલ ચલાવી રહ્યો છે, તેણે સદ્‌બુદ્ધિ હરી લેઈ દુર્બુદ્ધિ કરાવી છે. વિપરીત ધારી વેશ ને-ભયંકર સ્વરૂપ ધારણ કરીને. મૂળમાં કળિયુગના અત્યાચારનું લાંબું વર્ણન છે, તે જિજ્ઞાસુએ જોવું.

૬ બુદ્ધિ બગડ્યાનું ફળ શું થાય છે, તે કવિ કહે છે. પહાણ—મોટા કરા. કચ્છમાં મોટા કરાને રોડાં કહે છે. ડૂબાઈ—ડૂબાડૂબ થઈ, ડૂબી, અતિવૃષ્ટિએ જળમય બની. સૂકવું ને સૂકાવું પેઠે કવિ ડૂબવું ને ડૂબાવું એક અર્થમાં વાપરે છે. પ્રજા ન પ્રીછે કાંઇ—લોક સમજતા નથી કે તેમની બુદ્ધિ ભ્રષ્ટ થયાનો આ માઠો પરિણામ છે; લોકની આંખ ઊઘડતી નથી.

૭ સત—પવિત્ર વિશુદ્ધ ચરિત્રનો ટેક; સત્ત્વ એ ભાવવાચક નામ ઉપરથી સતો વિશેષણ થયું છે. પ્રશ્ન—સત અને સત્યમાં શો ફેર? સત્તાસિયે સૃષ્ટિ(ને) સત તજાવ્યું—અતિવૃષ્ટિને લીધે જે લીલો દૂકાળ પડ્યો, તેમાં લોકોએ વિશુદ્ધ ચરિત્રનો ટેક તજી દીધો; એટલે કે જીવ બચાવવા ગમે તેમ વર્ત્યા. અકળાવ્યા અટ્ટાસિયે૦—અટ્ટાસિયાની અનાવૃષ્ટિને લીધે સૂકો દૂકાળ જે લીલા દૂકાળના અનુસંધાનમાં પડ્યો છે, તેમાં તો લોકો ભારે મૂઝવણમાં પડ્યા છે; કેમકે સંકટ એટલું બધું વધી પડ્યું છે, કે ગમે તેમ વર્તતાં પણ ઊગરવાનો આરો નથી. પાપ કરતાં પાછું વાળી ન જોનારને પણ જીવ બચાવવો મુશ્કેલ થઈ પડ્યો છે.

૮ અટ્ટાસિયાની અનાવૃષ્ટિની હકીકત કવિ આપે છે. અકરા—કંઈ પણ ઉપાય કરી શકાય નહિ એવા, નિરુપાય, લાચાર; સરખાવો ગણુકરો વગેરે. 'અફસોસ! લોક નિરુપાય, લાચાર બન્યા છે' એવું કહેવું છે. કેર—કેર થયો છે, ગજબ ગુજર્યો છે. અતિ થયું—હદ વળી છે,

દુઃખની બાકી નથીઃ માઠા વૂઠ્યા,મેહ–વરસાદ બહુ ઓછો થયો છે. વૂઠ ક્રિયા પદ वृष्ट ઉપરથી થયું છે. દૈવત–તે તે ઇંદ્રિયોના દેવતાની દિવ્ય શક્તિ; બળ.

૯–૧૦ વિત્ત વિના વસુધા કરી–મનુષ્ય જ દુર્બળ બન્યાં છે એમ કંઇ નથી, પણ કળિયુગે ધરતી પણ કસ વગરની કરી છે. રેષ (રેખા)–રેસામાત્ર પણ, લગાર પણ. અમ્રતતા–અમી, મીઠાશ. અમ્રત (अमृत)નો અર્થ જ અમી, મીઠાશ છે. કવિએ ભાવવાચક ता પ્રત્યય ઊમેર્યો છે, તે નકામો છે; જુઓ કડી ૧૫, દુષ્કૃતતા. અળગી ધરી–નોખી કરી, હરી લીધી. શેષ–રહ્યોસહ્યો પણ, થોડો પણ. એના એ જ પદાર્થો છે, પણ ખાનાર લગારે સ્વાદ પામતો નથી. હુવે–થાય છે. અસાધ્ય–મટાડી શકાય નહિ એવો; સરખાવો અસાધ્ય રોગ. એકથી એક અગાધ–એકના કરતાં બીજાની ભૂંડી કરણીનો સમુદ્ર વધારે ઊંડો છે. સઉ એ અત્યંત અધર્મ કરે છે, એટલે કોણ કોનો દોષ કાઢે?

૧૧–૧૫ કળિકાળના અત્યાચાર વર્ણવે છે. ઉદર–પેટ. ઉભય–સ્ત્રી અને પુરુષ, ધણીધણિયાણી. તન (तनुज)–સંતાન, દીકરાદીકરી. પેટ શબ્દ અહીં લક્ષણાથી પેટમાં લાગેલી અસહ્ય ભૂખને માટે વાપરેલો છે. અત્યંત એકલપેટાપણાનો ધ્વનિ છે. લોકો ભૂખમરાના માર્યા ટુકડામાંથી કડકોકોર આપવી ન પડે તે માટે પેટનાં છોકરાંને પણ મૂકીને જતા રહે છે. અરે કેટલાક તો પાપી પેટ ભરવા સંતાનને વેચે છે! વિક્રય કીધો–વેચી દીધાં. વંશ–વંશ રાખનાર દીકરાદીકરી. સંતાન છતે વંશ છત ધરાવે છે, માટે એમને માટે લક્ષણાથી વંશ શબ્દ વાપર્યો છે. માણસ પત્થર એટલા દેવ કરી પુત્ર માગે છે કે તે વંશ રાખે અને પિંડ આપે. અરે, છેવટ દીકરીએ દીવો રહેવાનું પણ ઇચ્છે છે. એવાં મોંઘાં દીકરાદીકરીને પણ આ દૂકાળમાં લોક પોતાનું પેટ ભરવા વેચી દે છે. હાડોહાડ ગયા–(ભૂંડાઇની) છેક હદ વાળી. હાડ શબ્દ સં. आघाट (હદ, ખૂંટ) ઉપરથી થયો છે. ખેતર ખાયે વાડ–વાડે

ખેતરના પાકનું રક્ષણ કરવું જોઇયે. તે વાડ જ જાણે પાક ખાઈ જાય છે. હાકેમે ચોર અને હરામખોરનાથી પ્રજાનું રક્ષણ કરવું જોઇયે, તે પોતે જ લોકને લૂંટી લે છે; એવી કહેવાની મતલબ છે. 'ત્રાહિ ત્રાહિ' તણી પડે૦–'ગજબ થયો! ફલાણાનાં ઘરબાર લૂંટી લીધાં!' એમ લોકો હાય મારી હાથ સાથે હાથ પછાડી રોજ કહેતા સંભળાય છે. 'ત્રાહિ ત્રાહિ'નો મૂળ અર્થ '(દુઃખ કે જુલમમાંથી) બચાવ' એમ થાય છે; તે ઉપરથી 'જુલમ થયો, ગજબ ગુજર્યો' એવા અર્થમાં એ સાધારણ રીતે વપરાય છે. હુઆં–થયાં. ભૂ ભાસે ભયંકાર–વાસ સૂના પડવાથી ખાવા ધાય છે. દેહધારી દૂખિયા નકી૦–માણસમાત્ર દુઃખમાં ડૂબ્યાં છે; તેથી કોઈ કોઈની દયા આણે ને મદદ કરે એવું રહ્યું નથી. સંસાર આવો દુઃખમય અને ભૂંડો જુઓ છો તો ત્યાગી થઈ વનમાં વસો, એમ કહેનારને કવિ ઉત્તર આપે છેઃ–'દિન દિન' વગેરે. દુષ્કૃતતા થકી–લીલાં ઝાડ કાપવાં ન જોઇએ એમ શાસ્ત્રમાં મના કર્યા છતાં ડાળાંપાંખડાં કાપવારૂપ દુષ્કર્મને લીધે. દુષ્કૃત બોલનો અર્થ જ દુષ્કર્મ છે. એમાં કવિએ ભાવવાચક પ્રત્યય તા ઉમેર્યો છે, તે ભૂલ છે; જુઓ કડી ૯, અગ્રતતા. કાષ્ઠ થયાં છે વંન–ઝાડની ઝાડી મટી વન નરાં થડિયાંને લીધે ઊભા કાટ કે કાઠીની લાતીરૂપ બન્યાં છે. ઝાડને સાટે કેવળ ઠૂંઠાં જ રહ્યાં છે; નથી ડાળાં કે પાંદડાં; તો પછી ફળ તો હોય જ કેવાં?

૧૬–૨૦ દુઃખી દુનિયાંની વ્હારે ચડવા કવિ માતાજીને કાલાવાલા કરે છે. અપલક્ષણ સંસારમાં–ખરી વાત છે કે સંસારી જીવ અનેક અપલક્ષણથી ભરેલા છે. લીક વાળી–દુરાચારની હદ વાળી છે. લીક–હદની લીંટી, હદ. લીહ, લીક, લીંટી વગેરે લેખાનો પરિવાર છે. બાળની ભાગો બ્હીક–આ કારમો કાળ જોઈ અમે ભય પામી ગયાં છિયે. અમારો એ ભય તમે ભાગો. માજી! અમે તમારાં બાળક છિયે. ઈંદ્ર આદિ બધા દેવનાં૦–જુઓ માર્કણ્ડેયપુરાણનું દેવીમાહાત્મ્ય.

નીર મોભે ગયાં નેવનાં—નેવનાં નીર મોભે જવા જેવું ન બનવાનું બન્યું છે; મહાઉત્પાત થયો છે. શક્તિ, રાખો સૃષ્ટ—અહો સમર્થ માજી, તમારી સરજેલી દુનિયાંને તમે બચાવી લો. મહાકાળી મહાકાળમાં૰—શક્તિ (Energy) સ્વરૂપે તમે છો, તેમ મહાકાળ (Eternity) સ્વરૂપે પણ તમે છો. આ ભારે દૂકાળમાં અમારા કાલાવાલા કાને ધરીને અમારી વ્હારે ચડો; અને અમને ઊગારી લો. મહાકાળસ્વરૂપ હોઈ તમે કાળને પલટી શકો છો. પાપે પૃથ્વી ખવાય—સંખ્યાબંધ માણસો એમનાં પાપે મરે છે; જુઓ 'ધર્મે જય ને પાપે ક્ષય.' સહુનું સૂમપણું ખુઓ—હોશકોશ ઊડી જઈ સઉ શૂન્ય બની ગયા છે; એ તેમની શૂન્યતા ટાળો. સૂમપણું—શૂન્યપણું. ખુઓ—હરો, મટાડો. પુણ્યે પાપ પળાય કોઇક સાધુના૰—કોઇક પુણ્યશાળી પુરુષના પુણ્યે દુનિયાંનું અઘોર પાપ ટળો; અને એ સત્પુરુષના સતથી, માજી, તમે શંખલપુરથી અમારી વ્હારે ચડો, ઊંઘશો નહિ. અમારે માથે તમ બેઠાં દુઃખની હદ વળે છે. દુનિયાં બળી બળી થઈ રહી છે. તમે આવીને આગ ઓલવો ને તાપ ટાળો. પળાય (पलाय्)—નાસે, જાય. એ જૂના રૂપ ઉપરથી ટૂંકું પળ ક્રિયાપદ થયું છે. શંખલપુર—બહુચરાજી જ્યાં પ્રથમ પ્રગટ થયાં હતાં તે ગામ—સનખલપુર. છેક—છેડો, હદ. છેક, છેકવું, છેકો, છેહ, છેડો, છેડવું, વંછેડવું, છેડ, છેલ્લું, છેવટ, છેડું વગેરે બોલ એકકુટુંબી છે. ઓલવવું અને આળું એ બોલ પણ એક જ મૂળ (સં. आर्द्र, પ્રા. ओल्ल)થી ઊતરી આવ્યા છે.

૨૧–૨૫ કવિ દયા ઊપજે એમ અધિક કાલાવાલા કરે છે. ત્રાણુ—રક્ષણ. ત્રિપુરેશ્વરી (त्रिपुरा+ईश्वरी)—હે ત્રિપુરસુંદરી, હે ઇશ્વરી! ત્રિપુરસુંદરી કિંવા ત્રિપુરા શક્તિનાં અનેક નામરૂપમાંનું એક છે. તમો તમ સામું જોઈ ત્રાણુ કરો—અમારી અધમતા ધ્યાનમાં ન લેઈ તમે તમારી મોટાઇ ઉપર જઈ અમારૂં રક્ષણ કરો. 'તમ' શબ્દમાં મહાનુભાવતા

વગેરે લોકોત્તર ગુણોનો ધ્વનિ છે. ખરી પ્રીત કરો–માનું ખરેખરૂં હેત બતાવો. આળસ ને ખોઈ–મંદતા કાઢી નાંખીને, દુર્લક્ષ તજીને. સુર–દેવ. જાયા–જનમ્યા છે, ઉત્પન્ન થયા છે. જનેતા–જન્મ આપનારાં, મા. છેહ નવ દો–અળગાં ન કરો, તરછોડી ન મૂકો. ન ઉસેટિયે–ત્યાગ ન કરો, તજી ન દો. ઉસેટ ક્રિયાપદ उत्सृष्ट ઉપરથી થયેલું છે. પ્રજા–સંતાન, છોકરાં. વેઠ–એજે બોજો ઉપાડવો પડે તે; બોજારૂપ ચીજ. વિષમ વેળામાં–વસમી સંકડામણમાં, ભારે સંકટમાં. વેઠિયે–નભાવી લેવાં જોઇયે; છોરૂ કછોરૂ થાય તે વેઠવાં પડે. મા નહિ છૂટો નેટ–તમારાથી માતાની સગાઇ કાઢી નખાય એમ નથી જ. મા કહાવો છો, તો આ પળા વેઠો. નેટ (नियत)-નક્કી, ખરેખર. પાળ્યાં ત્યાં લગી પોખિયે–આટઆટલા સંકટમાં જીવતા રાખ્યા, એટલા માટે હવે પોષણ પણ કરો; જીવિતદાન આપ્યું, તો અન્નદાન પણ આપો. ત્યાં લગી–તેટલા માટે; જૂની ગૂજરાતીનો પ્રયોગ. સમર્થ લગી સંતોખિયે–માજી મહા સમર્થ છો, તેટલા માટે ધાનપાનથી સંતોખો, અનેક દિવસની ભૂખ ટાળો. મ્હેરમાં મણા ન કરો–મ્હેર કરવામાં અધૂરાપણું ન રાખશો, પૂરેપૂરી મ્હેર કરો. મણા मनाक् (જરા) ઉપરથી છે. ય પાદપૂરક અવ્યય છે. ઘણી ગઈ થોડી રહી–વસતી મોટે ભાગે મરી ગઈ છે; જે થોડી રહી છે તે પણ અન્નના સાંસાના કારણથી ઘટતી જાય છે. બોળિયે નહિ–બૂડાડશો નહિ; પણ તમારી દૈવી શક્તિથી હાથે ઝાલીને પાર ઉતારશો, તારશો, કિનારે આણશો. બોળ ક્રિયાપદ લાક્ષણિક અર્થમાં હાલ વપરાય છે; જુઓ 'નામ બોળવું, નામબોળુ, બોળુ' વગેરે પ્રયોગ. ભર દરિયે વહાણ તોફાનમાં સપડાયું હતું, તેને માજીએ સેવકની અરજ સાંભળી હાથ લંબાવી કિનારે આણીને મૂક્યું હતું; એ કથાનું અહીં અનુસંધાન છે. પ્રભુતાય–શક્તિવડે. પ્રભુતાઇ, પ્રભુતાય, એ જૂનાં કરણાર્થ રૂપ છે. હાલ પ્રભુતાએ બોલાય છે.

૨૬–૩૨ વિશ્વાવાસી–અહો વિશ્વને વસાવનારાં માજી! વાસિયે–વસતીવાળાં કરો. શી રીતે વસતીવાળાં થાય, તે કવિ કહે છેઃ મ્હો-માગ્યા મેહ મોકલો વગેરે. લોક દૂકાળના કારણથી દેશદેશાંતર ભાગી ગયા હતા, તે સારો વરસાદ થાય તો ઘેર પાછા આવે; ને સૂનાં પડેલાં ઘર વસાય. ખટરસ નાવે ખોટ–મધુર, અમ્લ, લવણ, કટુ, કષાય અને તિક્ત, એ ૭ રસના ખાવાના પદાર્થની લગારે ખોટ ન પડે એવો સુકાળ કરી સઉના શોક હરો. કરુણા કીજે કોટ–કોટિગણી મ્હેર કરો. કીજે, દીજિયે, લીજિયે, દૂઝિયે, સૂઝિયે વગેરે રૂપો જૂના વખતનાં છે; તે હાલ માનાર્થે વપરાય છે. કામદુઘા થઈ દૂઝિયે–કામદુઘારૂપ થઈને મ્હોનું માગ્યું આપો અને મનના મનોરથ પૂરો. આ લોકની ગાય દૂધ દે છે, ત્યારે સ્વર્ગની ગાય કામદુઘા મ્હોનું ને મનનું માગ્યું દૂઝે છે. કચ્છાવતાર ધરી વિષ્ણુ ભગવાને સમુદ્ર મંથન કર્યો ત્યારે જે ચોદ રત્ન નીકળ્યાં હતાં, તેમાંનું એક કામદુઘા હતી. સમ ખાવામાં સૂઝિયે૦–તેત્રીસ કરોડે દેવ ખોળી વળતાં અમને તો એક તમેજ નોંધારાંનો આધાર જડો છો. મોંઘામાં મોંઘું હોય, તેના સમ ખાવામાં આવે છે. જેની અછત તે મોંઘું; અને છેકાછેક અછત, તે મોંઘામાં મોઘું. આથી સમ ખાવાની વસ્તુના સંબંધમાં એકલપણાનો ભાવ જોડાયો છે. સૂઝિયે–સૂઝો છો, શોધતાં જડો છો. ભૂતળ–પૃથ્વીની સપાટીનાં, પૃથ્વીનાં. ભૂર–અજ્ઞાન (માણસ). ભલું, ભોળું, ભોટ, અને ભૂર, એ સં. भद्र, પ્રા. भल्ल ઉપ-રથી થયેલા પરસ્પર સંબંધ ધરાવતા બોલ છે. ભૂલવું, ભૂલ, ભૂલકણું, ભૂર, ભૂરકી, ભૂરકવું, અને ભોળવવું એ કુટુંબ તેનાથી ભિન્ન છે. એનો પૂર્વજ સં. भ्रम् (ભમવું) છે. ભોગ–સુખ આપનારા પદાર્થ. લાડ લડાવી લીજિયે–હુલાવીને પાસે લો, વ્હાલ ભેર સોડમાં લો. ભૂલાં ટળે વિજોગ–જેથી, છોરૂ ભૂલાં ભમે છે ને ટળવળે છે, તેમનો વિજોગ

ભાગે; એટલે માજીની છાયામાં સ્વસ્થ, સુખી થાય. અમીછાંટા–અમૃતના છાંટા, મૃત્યુ હરનાર શાંત્યુદકના છાંટા. માણુસ માંદું હોય ત્યારે મૃત્યુંજય મંત્રના જપ કરનાર બ્રાહ્મણ પંચપાત્રમાંના અભિમંત્રિત જળના છાંટા પુષ્પપત્રથી રોગીના ઉપર નાંખે છે, તેથી મૃત્યુનો ભય ટળી આરોગ્ય થાય છે એવી ધાર્મિક બુદ્ધિ છે. તેથી અમીછાંટા નાંખવાનો અહીં 'મૃત્યુ હરી સુખ વર્તાવવું' એવો લાક્ષણિક અર્થ થાય છે. કોના ઉપર અમીછાંટા નાંખવા તે કવિ કહે છેઃ–છોરૂ ઢોરૂ ને ગામ. આ તમારી પ્રજા મરીને રહી છે, તેમનાં ઢોર દૂબળાં પડી વસૂકી ગયાં છે અને તેમનાં ગામ સૂનાં ઘરે કરી ખાવા ધાય છે, તે સઉના ઉપર. ભયમાં ભાંખિયે–આ અતિ ભારે સંકટમાં અમારા સામું જુઓ, મીઠી નજર કરો. કામ–મનના મનોરથ. નારાયણી–વિશ્વના પાલક જે વિષ્ણુ ભગવાન, તેમની શક્તિરૂપ દેવી. નવનિધ–મૂળ અર્થ શંખ, પદ્મ વગેરે નવ નિધિ, જેના કુબેર ભંડારી ધણી છે તે. એ નિધિ અખૂટ સંપત્તિ આપનાર મનાય છે. તે ઉપરથી 'નવનિધ'નો અહીં 'સર્વ પ્રકારની અખૂટ સંપત્તિ' એવો અર્થ થાય છે. સુખદાયણી (सुखदायिनी)–સુખ આપનારાં. પ્રસિદ્ધ–પરાક્રમ અને પરચાને લીધે જગજાણીતાં. ત્રિભુવનનાં–સ્વર્ગ, મૃત્યુ અને પાતાળ એ ત્રણે લોકનાં. સુર સુરેશ સમા ન–દેવ અને દેવોના રાજા ઇંદ્ર પણ તમારી તોલે નથી; તમારાથી સઉ ઊતરતા છે. ગુલામ–આ શબ્દ કવિએ પોતાની અત્યંત દીનતા બતાવવા વાપર્યો છે.

કવિ વલ્લભ ભટ્ટ, જાતે ભટમેવાડા બ્રાહ્મણ, અમદાવાદમાં આસ્તોડિયા દરવાજા બહાર નવાપરાનાં બહુચરાજીમાં રહેતા હતા. એમણે માતાજીના ગરબા, આરતીઓ વગેરે લખ્યું છે. એમનો આનંદનો ગરબો, શણગારનો ગરબો અને કળિકાળનો ગરબો પ્રસિદ્ધ છે. એમનું મૃત્યુ સંવત ૧૮૧૫ ના આસો શુદ આઠમે થયું હતું.

# હિરણ્યકશિપુનો વધ.

દૈત્યરાજ હિરણ્યકશિપુ રાજકુમાર પ્રહ્લાદને અસુરોના શત્રુ વિષ્ણુને ભજવાની મના કરે છે. અનેક પ્રકારનો ભય આપ્યા છતાં જ્યારે ભક્તરાજ ભગવાનને ભજવાનું છોડતો નથી, ત્યારે તેને સભામંડપના એક થાંભલા સરસો બાંધે છે અને કહે છે કે આવે તારો ભગવાન અને છોડવે, જોઇયે. ઇશ્વિરને સભર ભરેલો જોતો કુંવર ઉત્તર આપે છે કે મારા હરિ આ થાંભલામાં એ છે, વેગળા નથી. દૈત્યરાજ અવજ્ઞાથી થાંભલાને પાટુ મારે છે. તે જ ક્ષણે સ્તંભ ફાટે છે ને માંહિથી ભક્તવત્સલ ભગવાન નરસિંહસ્વરૂપે પ્રગટે છે. તેઓ પ્રહ્લાદને બંધનથી મુક્ત કરે છે અને હિરણ્યકશિપુને સંહારે છે.

પ્રહ્લાદનું આખ્યાન भागवतपुराणના સાતમા સ્કંધમાં આપેલું છે. સંસ્કૃત ઉપરથી કવિ પ્રેમાનંદે ગૂજરાતીમાં સપ્તમ સ્કંધ રચેલો છે. તેમાંથી હિરણ્યકશિપુના વધનો ઊતારો લીધો છે. એમાં ભયાનકપોષિત રૌદ્ર રસની કવિએ સારી જમાવટ કરી છે.

૧–૩ રાય–દૈત્યોનો રાજા હિરણ્યકશિપુ. વડી વારનો–ઘણો વખત થયાં. ગોપાળ (गो પૃથ્વી; पाल રક્ષણ કરનાર)–પૃથ્વીના પાળનાર, વિષ્ણુ ભગવાન; આગળ ગોવિંદ (૨), મુરારિ (૫), સારંગપાણિ (૬), હરિ (૯) અને ચક્રપાણિ (૧૦) વિષ્ણુના જ પર્યાય છે. મેલો–નિસ્તેજ, તેજ વગરનો, દમ વગરનો. મારે નામે–મારું નામ સાંભળીને. દેવમાત્ર હિરણ્યકશિપુનું નામ સાંભળી નાસતા ફરતા હતા. ઉપાસે–સેવે છે. હુવે હું હાડ જઈશ–હું હવે છેલ્લી હદે જઈશ ને ન કરવાનું કરીશ. જુઓ લીલાસૂકા દૂકાળ, કડી ૧૨. હાડ લાગવું, હાડોહાડ લાગવું, હાડોહાડ ક્રોધ વ્યાપવો, હાડ જવું વગેરે પ્રયોગમાં હદના અર્થનો હાડ બોલ દેખાદે છે. હાડ, હાડકું હડ્ડી વગેરે અસ્થિનો પરિવાર એથી ભિન્ન છે.

૪-૫ નમી-ભગવાનનું નામ લેતાં તેમને નમસ્કાર કરતો. મારો રામ-હું જેમને ભજું છું તે ભગવાન. આખા વિશ્વમાં વ્યાપક સ્વરૂપે રમી રહ્યા છે, માટે પરમેશ્વર સારૂ રામ શબ્દ વાપર્યો છે. દશરથપુત્ર રામ અહીં અભિપ્રેત નથી. રામાવતાર તો નરસિંહાવતાર પછી બહુ મોડો થયો છે. ઘટ-ચિત્ત, દેહ. હય હસ્તી-ઘોડા, હાથી વગેરે સવારીનાં પ્રાણી. સ્થાવર જંગમ-ઝાડ પર્વત જેવા ઠામ ન બદલતા અને ખરતા તારા વહેતી નદી જેવા ઠામ બદલતા પદાર્થ; સરખાવો સ્થાવર જંગમ મિલ્કત. સચરાચર-ચર અને અચર એટલે ચેતન અને જડ એવા બે ભાગવાળા જગતમાં, આખા વિશ્વમાં. સચરાચર વિશેષણનું વિશેષ્ય વિશ્વ અધ્યાહાર છે. રહ્યો રમ્ય-રમી રહ્યો છે, વ્યાપી રહ્યો છે. સંવતના સોળમાથી અઢારમા સૈકા સુધીમાં રમી, નાંખી, તર્પી, વગેરે બદલ રમ્ય, નાંખ્ય, તર્પ, વગેરે રૂપ પણ વપરાતાં હતાં; સરખાવો હિંદી रम, रम कर, વગેરે. જુઓ ભાલણકૃત કાદંબરી, પૂર્વભાગ, પૃષ્ઠ ૨૫, પંક્તિ ૧૫ ઉપરની ટિપ્પણી. સારંગપાણિ (शार्ङ्ग+पाणि)-સારંગ નામે ધનુષ જેમના હાથમાં છે તે, વિષ્ણુ ભગવાન. તળ અવની-પૃથ્વીની સપાટી ઉપર, પૃથ્વીમાં. અવિનાશ-કદી નાશ ન પામનારા ભગવાન. તેજોમય-પ્રકાશસ્વરૂપ. વૈષ્ણવભૂપ-વૈષ્ણવોના રાજા, વૈષ્ણવો જેને પૂજે છે અને સેવે છે તે. અંતરિયાળ-અંતરિક્ષ. જગજીવન-જગતને જીવાડનાર પ્રભુ. શ્વાસોચ્છ્વાસ-નીચો ઊંચો શ્વાસ. સાનુકૂળ-અનુકૂળતા દર્શાવતા, સાહાય્ય કરવા તત્પર. હું તાણી બાંધ્યો છું-મને તાણી બાંધ્યો છે. જૂની વાક્યરચના; જુઓ ભાલણકૃત કાદંબરી, પૂર્વ ભાગ, પૃષ્ઠ ૨૦, પંક્તિ ૧૨ ઉપરની ટિપ્પણી. ચક્રપાણિ-જેમના હાથમાં સુદર્શન ચક્ર છે તે, વિષ્ણુ ભગવાન.

૧૨-૧૪ રક્ત-રાતાં. લોહીવર્ણ-લોહીના રંગનાં. હાક મારીને હૂકલિયો-'ઊભો રહે, છોકરા!' કરી પ્રહ્લાદને હાક મારીને હોકારો

કર્યો. **પદપ્રહારે શેષ સળસળિયો**–તેણે પૃથ્વીપર પગનો પ્રહાર કર્યો તેથી શેષ નાગ ભય પામી સળકયો; પૃથ્વી માથે ધરી રહેનાર શેષ પણ કંપ્યો. **દિગ્ગજનાં ગળણુ ગળિયાં**–સૂંઢ વતી પૃથ્વીને અદ્ધર ધરી રાખવાનું અભિમાન રાખનારા આઠે દિશાના આઠ મહોન્મત્ત દિગ્ગજ ભયને લીધે મદરહિત બની ગયા. ગળણુ ગળિયાં–મદ એકાએક નીકળી પડી કુંભસ્થળ મદરહિત બની ગયાં. 'ગળણુ' ને પડછે વિચારો મદગળ, મેગળ. **સાત પાતાળ**–અતળ, વિતળ, સુતળ, રસાતળ, તળાતળ, મહાતળ અને પાતાળ. **કીધી ગર્જના મેઘ અખાડો**–અસાડ મહિનાનો મેઘ જાણે ગાજતો હોય તેવી ગર્જના કરી. **અખાડો** (आषाढ)–અસાડ મહિનાનો. **ઝરમર** (ज्वल् પ્રકાશવું)–નમતા પહોરના કુમળા પ્રકાશવાળો. 'ઝરમર વરસે મેહ' કહિયે છિયે, તેમાંનો ઝરમર બોલ ઝર ક્રિયાપદ ઉપરથી થયેલો હોઈ આનાથી ભિન્ન છે. **જોઉં, કયાં છે**–દૈત્ય તિરસ્કારથી ભગવાનને હાકેટે છે.

૧૫–૧૭ દૈત્યે હાક મારતાંની સાથે નરસિંહ ભગવાન પ્રગટે છે, તેનું વર્ણન કવિ આરંભે છે. **નાદ કીધા**–સ્તંભમાંથી સિંહનાદ કર્યો. 'ધરજે ધીરજ તું, પ્રહ્લાદ!' એ અવાંતર વાક્ય પ્રેમાનંદની ઉક્તિ છે. આવેશમાં આવી જઈ કવિ, જાણે તે સ્થળે અને સમયે પોતે હાજર હોય તેમ, બોલી ઊઠે છે, કે 'ભક્તરાજ! તું ધીરજ ધરજે. પ્રભુ હવે તારી વ્હાર કરવા પ્રગટે છે. તેમનો આ ગેબી સિંહનાદ સ્તંભમાંથી નીકળતો તેં સાંભળ્યો.' ભાવિક અલંકારનો ઉત્તમ પ્રયોગ. **કડેડાટ**–કડકડ અવાજ સાથે. **ચડેડાટ**–ચડચડ અવાજ સાથે. **રૂપ**–આની પછીની પંક્તિમાં કહેલું નરસિંહરૂપ. **ઝળેળાટ**–ઝળહળ પ્રકાશ સાથે. **ગડેડાટ**–ગડગડ અવાજ સાથે. અહીંથી દૈત્યસભાના ક્ષોભનું વર્ણન છે. **સભા**–હિરણ્યકશિપુના દરબારના દૈત્ય. **ફડેડાટ**–ફડફડ કંપ સાથે. ભગવાનનું બ્હીઆમણું રૂપ જોતાં જ દૈત્યો ભયના ફડફડાટથી આસન છાંડી છાંડીને

નાઠા. ખેડાં (ખેટક)–ઢાલો. થયા ખેડાંના ખડખડાટ–ભાગતા દૈત્યો નરસિંહથી બચવા આડી ઢાલો ધરે છે, તે પરસ્પર અથડાઈ ખડખડ અવાજ થાય છે. માંહોમાંહ્ય થયો ચડભડાટ–નાસતાં અંગ પરસ્પર અથડાય છે અને ચગદાય છે, તેથી દૈત્યો ચડભડી ઊઠે છે અને 'મુઓ તું! આંધળો છે?' વગેરે ક્રોધનાં વચન પરસ્પર કહે છે. 'દાઝ્યા! બળ્યા!' બુમડી પાડે–નરસિંહ ભગવાનની આંખમાંથી ઝરતા અગ્નિનો પ્રતાપ અહીં વર્ણવ્યો છે. બુમડી–પામરના જ મુખમાં શોભે એવી બૂમો. આ અલ્પાર્થ રૂપ હવે વપરાતું નથી. શીશ ઊઘાડે–મુગટ મોળિયાં ને ફેંટા પડી ગયાથી ઊઘાડે માથે. ભોમે (ભૂમિ)–ભોંય. કો નાસે ત્રાસે ડરતા–કોઈ ડરતા ત્રાસ ભેર નાસે છે.

૧૮–૧૯ દરબારી દૈત્યોના ગભરાટનો ચેપ પ્રજામાં ફેલાય છે તેનું હવે કવિ વર્ણન કરે છે. દોશી (દુષ્ય–વસ્ત્ર)–કાપડિયા. વણજ વેપારી–જુદા જુદા ધંધા કરનારા. વણજવેપાર પર્યાયદ્વંદ્વ છે, તે ઉપરથી વણજવેપારી બોલ કવિએ ઘડી લીધો છે. કટિ અંબર અળગાં પડતાં–પુરુષનાં પોતિયાં અને સ્ત્રીઓના સાડલા નીકળી પડે છે. પડે બાળક, ઠેસે અડતાં–ભાગાભાગીમાં વસ્ત્ર જ નહિ, બાળક પણ હાથમાંથી પડી જાય છે; અરે તે ઠેસે ચડે છે! સઉને સઉના જીવની પડી છે, ત્યાં બાળકની કોણ ફિકર કરે? દિશા ચાર થઈ ધૂમાડો–નાસત દાનવદાનવીના પગના ઘસારાથી જે દડ ઊડે છે તેણે ચારે દિશા છવાઈ જતાં કરી ધૂમાડામય ભાસે છે. શકે જમડો આવ્યો આડો–આંધીને લીધે અંધારૂં ઘોર થયું હતું. તેથી નાસેડુ રાક્ષસોને એમ લાગે છે કે અરે! આ તો ભૂંડો જમ જીવ લેવાને આપણને આંતરે છે કે શું? અંધકાર શ્યામ ભાસે છે અને જમ પણ શ્યામ છે, તેથી આંધીના અંધકારમાં જમની સંભાવના કવિએ કરી છે.

૨૦–૨૨ હોય હિરણ્યકશિપુનો કાળ૰–જેમણે સ્તંભમાંથી ભગ·

વાનને પ્રગટતા જોયા તે સઉએ એમ જ કહ્યું કે 'અરે, શું ભયાનક ને વિકરાળ સ્વરૂપ છે! હિરણ્યકશિપુના આ કાળ જ છે.' નરસિંહ ભગવાનના એ વિકરાળ સ્વરૂપનું કવિ ટૂંકામાં વર્ણન આપે છે. યુગ્મ-રૂપ નરસંઈ–મસ્તક, પુચ્છ ને પંઝા સિંહનાં અને બાકીનું શરીર મનુ-ષ્યનું એમ બેવડું–મિશ્ર રૂપ ભગવાને ધારણ કર્યું હતું; એટલે કે નરસિંહરૂપે પ્રગટ્યા હતા. વાન વિકૃત–મ્હોનો ચ્હેરો ગંભીર મટી ક્રોધ વ્યાપ્યાથી વિકરાળ બન્યો હતો. સિંહ શાંત હોય છે, ત્યારે તેનો ચ્હેરો ભવ્ય હોય છે; અને જ્યારે તે વીફરે છે, ત્યારે બદલાઈ જઈ બ્હીઆમણો બને છે. વિકૃત અને વકરવું કુટુંબી છે. વરૂઓ (विरूप)–કારમો. કેશ–કેશવાળી. શ્રવણ યુગલ–બે કાન. કરનખ–હાથના નખ. દ્વાદશ ભાણુ–પ્રલય કાળના બાર સૂર્યના જેટલું. જિહ્વા–જીભ. અધર (अधर)–નીચલો ઓઠ, ઓઠ.

૨૩–૨૪ બાંધ્યા–બાંધેલા. સાધુ, સાધુ–સાબાશ, ધન્ય છે. પ્રધાન રૌદ્રનો ભંગ ન થાય એટલા માટે અંગભૂત વત્સરસ અહીં કવિ બહુ ખુબી ભેર એક જ કડીથી પતવી દે છે.

૨૪–૨૮ રૌદ્રરસની જમાવટ કવિ જારી રાખે છે. ભુજ–હાથ. જથમ વ્યાઘ્રને મુખ૦–જેમ વાઘના આગળ બકરો અને સિંહના આગળ હરણ લાચાર દેખાય, તેવો હિરણ્યકશિપુ દેખાતો હતો. કહે-વાનો ભાવ એવો છે કે દૈત્યરાજની પતરાજી ક્યાં એ ગઈ, ને એ છેક કંગાલ બની ગયો. ઉંચલી લીધો દશનખમાં–એક હાથે ઝડપ મારી અદ્દર ઊપાડી, એક પંઝામાં ધડ ને બીજામાં માથું, એમ ઝાલ્યો. પંઝાનો આગળ પડતો ભાગ નખ છે; તેથી પંચનખ શબ્દ પંઝાને માટે વપરાય છે. કવિએ સામટા બે પંઝાને માટે દશનખ બોલ યોજ્યો છે. સદ્-ગત નવલરામે બાળલગ્નબત્રીસીમાં 'વીસનખી' નો ઉપયોગ કર્યો છે. છાંઓ–મૂકી દીધો. શિકારી પ્રાણી ક્ષુદ્ર શિકારને ઝડપ મારી ઝાલે છે,

મૂકી દે છે, વળી પાછો લે છે ને છેવટે પૂરો કરી દે છે; એ સ્વાભાવિક ચેષ્ટાનું સકારણ નિરૂપણ છે. સંધ્યાકાળ થવાની થોડીક વાર હતી, તેથી ભગવાન દૈત્યને મારતા નથી. દૈત્યને જીવતો મૂક્યાથી દેવોને ચિંતા થાય છે કે પુત્ર પ્રત્યેની પ્રીતિને લીધે એના પિતાને ભગવાને દયા આણી જવા દીધો તો નહિ હોય! વેલા-વલે, દુર્દશા. દુઃખવિચાર દેવે કીધો૦— ભગવાન દેવના મનનું દુઃખ કળી ગયા. તેમને ધીરજ રહે એટલા માટે ફરીને તેમણે દૈત્યને ઝડપ મારીને ઝાલ્યો. ત્યારે તેમણે તેને તરત ને તરત મારી નાંખ્યો? ના. શુકદેવ પરીક્ષિત રાજાને કહે છે કે સંધ્યાકાળ થયો ન હતો, તેટલા પૂરતી ઢીલ કરી તેમણે વખત જેમ તેમ ગાળી નાંખ્યો. શી રીતે વખત ગાળ્યો તે કવિ કહે છે. પછી તાણી આડો પાડિ—ઝાલ્યા પછી ભગવાને દૈત્યરાજને જમીન સાથે ઘસડાતો ખેંચ્યો અને ભોંય ઉપર ચતાપાટ લાંબો કરી દીધો. 'પાડિ' એ 'પાડે' નું પૂર્વરૂપ છે. તે સંવતના અઢારમા સૈકા પર્યંત વપરાતું હતું.

૨૯-૩૩ હિરણ્યકશિપુએ જાણ્યા નાથ—દૈત્યરાજ કોઈને પોતાનાથી અધિક સમજતો ન હતો. તેણે જોયું કે વિષ્ણુ તેનાથી અધિક છે. તેથી અંતની વેળાએ તેણે એમને નાથ તરીકે સ્વીકાર્યા. પ્રણિપત—પગે પડવું તે; નમસ્કાર. પ્રણિપત કીધી જોડી હાથ-ભોંય નાંખેલો હોવાથી તે માત્ર હાથ જોડીને ભગવાનને પગે લાગ્યો. પ્રણિપત બોલ સાધારણ રીતે 'પગે પડી કાલાવાલા કરવા' અથવા કેવળ "કાલાવાલા કરવા" એવા લાક્ષણિક અર્થમાં વપરાય છે. સ્તુતિ મ્હોએ માંડી કરવા—નવી ઉદય પામેલી બુદ્ધિથી તે ભગવાનની સ્તુતિ કરવા જતો હતો. પણ તેને તે ઊચરવાની તક મળી નહિ. તેના મ્હોમાંથી સ્તુતિના બોલ નીકળે તે પહેલાં તો ભગવાને હોંકારો કર્યો અને તેને પંઝાની લપડાક મારી. સિંહનાદ સાંભળી તેની ઈશ્વરભાવના ટળી ગઈ અને શત્રુની મરણચોટથી બચવા તેણે આસુરી માયા વાપરી. તે હવે કવિ કહે છે.

તે નખાંતરમાં ભરાયો-લાઘવી માયાથી અતિ સૂક્ષ્મ સ્વરૂપ કરી તે ભગવાનના હાથના નખના ગાળામાં પેસી ગયો. નખાંતર-નખોનો ગાળો. તેણે કેવું સૂક્ષ્મ સ્વરૂપ ધારણ કર્યું હતું તે કવિ કહે છે. ગુલ્લર જંતુની પેર-ઊમરડાના જીંડવામાં અનેક ઝીણા જીવ હોય છે, તેમાંના એક જીવ જેવો તે થયો હતો. સમાયો-સંતાઈ ગયો. સજીવન જીવ ન જણાયો-ઊમરડાનો જંતુ તો હાલે ચાલે; પરંતુ તે દૈત્ય તો સળવળ્યોએ નહિ; તે નિર્જીવ અણુની પેઠે પડી રહ્યો. હિરણ્યકશિપુ એકાએક અદશ્ય થયાથી લોક કંઇ કંઇ વિતર્ક કરે છે, તે કવિ કહે છે. નાઠો-અંતર્ધાન થઇને નાસી છૂટ્યો. હણાયો-નરસિંહની લપડાકથી ઝીણા કણ કણ થઈ નાશ પામ્યો. અહટાયો-ઝપટાયો છતાં, ઝાપટ લાગતાં. તેજે પરજળિયો શકે૦-જેમ અગ્નિની આંચમાં વગળનો ભાગ બળી જઈ સોનું ગળી જાય છે ને તેજમાં તેજ મળી જાય છે, તેમ દૈત્યનો ક્ષર દેહ બળી જઈ તેજ તેજમાં સમાયું એમ લાગે છે. નૈયાયિકો સોનાને તેજનું રૂપ કહે છે. હજુ સંધ્યાકાળ થવાને સ્હેજ વાર હતી. તે વીતવા પૂરતી ભગવાન માનુષી લીલા કરે છે, તે કવિ વર્ણવે છેઃ-મન વિચારિ વગેરે. વિચારિ-વિચારે છે; જુઓ કડી ૨૮, પાડિ. ભંમર ચડાવીને ભાળ્યું-ભવાં ચડાવવાં એ વિતર્કનો અનુભાવ છે. મંડપસ્થળ-સભામંડપની જગા. સંભાળ્યું (सम्+भाल्)-સમ્યક પ્રકારે જોયું, બરાબર બારીકીથી તપાસ્યું. ઠામ રિપુનો જડિયો-ભગવાનને સૂઝી આવ્યું કે દૈત્ય એકાદ હાથના નખના ગાળામાં ભરાઈ ગયો હશે; બાકી જાય કયાં? ઝાટકયા-ભોંય પછાડ્યા. નીસરી પડિયો-મરણ ભયમાં માયા છૂટી ગઈ અને નખાંતરમાંથી નિજ રૂપે નીકળી પડ્યો.

૩૪-૩૯ લાઘવી માયા કરી અસુરે છળ્યાથી ભગવાનનો ક્રોધ પ્રજળી ઊઠે છે ને તેમનું રૂપ બ્હીઆમણું બને છે, તેનું વર્ણન આપી કવિ હવે રૌદ્રરસના અંગે ભયાનક રસ જમાવે છે. દેહ ધ્રુજાવી-અહીં

વેપથુ નામે સાત્ત્વિક ભાવનું નિરૂપણ છે. જ્યારે અત્યંત ક્રોધ વ્યાપે છે, ત્યારે સિંહ આદિ પશુ શરીર કંપાવે છે. વપુ વાને પ્રલયમેહ–ભગવાનનું સ્વરૂપ પ્રલયકાળના મેઘ જેવું ભયંકર લાગતું હતું. વિષધર–નાગ, સાપ. વક્ર રોમાવળી–ક્રોધના ઝણઝણાટથી શરીર ઉપરની રૂંવાટી વાંકી વળી હતી. સરખાવો કાળિદાસકૃત પ્રહ્લાદાખ્યાન કડવું ૩૬, કડી ૭, 'અંગે વિકરાળ રોમાવળી રે જંઘે કેશરી જેવા કેશ.' પિંડ–શરીર. પ્રૌઢ–કદાવર. પ્રચંડ–ભયંકર, બ્હીઆમણો. વાળ્યા જોજન એક ભુજ-દંડ–દંડ નામે આયુધ જેવા હાથ જે વાળેલા હતા, તે એક જોજન (ચાર ગાઉ) લાંબા હતા. ધાતી આભલી–દોડતી વાદળી. કૂર્ચ (कूर्च)–દાઢૂ. કશાડ–ખો. ગિરિશૃંગ–પર્વતનું શિખર. યુગ્મ–જોડ, બે. કૂપ–કૂઆ. તપ્ત–ગરમ. લઘુમાયા–બહુ ન્હાનું રૂપ ધારણ કરવાની શક્તિ. દાનવ–દૈત્ય, દાનવ, અસુર અને રાક્ષસ સાધારણ રીતે પર્યાય તરીકે વપરાય છે. વાસ્તવિક રીતે દૈત્ય તે દિતિના અને દાનવ તે દનુના પુત્ર, અસુર તે સુરના પ્રતિપક્ષી અને રાક્ષસ તે એક દેવયોનિ છે. ક્રોધે તપ્ત થઈ છે૦–દૈત્યે લાઘવી માયાથી મને છળ્યો એમ મનમાં આવતાં ભગવાનના શરીરમાં નખશિખ ક્રોધાગ્નિ પ્રગટે છે. હુતાશન (हुत હોમેલું; अशन ખોરાક)–અગ્નિ, સળગતો અંગારો. શું શ્રવણ ગરુડની પાંખ–નરસિંહ ભગવાન ક્રોધથી કાન ફફડાવતા હતા તે જાણે ગરુડ પાંખ વીંઝતો હોય, એવો ભાસ થતો હતો. મહા નાદ–ભારે અવાજ, પ્રચંડ ગર્જના. વિશ્વંભર–આખા બ્રહ્માંડને ભરી નાંખતો, આખા બ્રહ્માંડમાં વ્યાપતો. તેણે શબ્દે ગાંજ્યા અમર–એ નાદ સાંભળી દેવો અમર છતાં એ, જાણે મૃત્યુ પાસે આવ્યું હોય એમ, હડબડી ગયા. વિશેષણ 'તે'નું તેણે રૂપ કવિતામાં વપરાયલું મળી આવે છે. અજ–બ્રહ્મા. દિગંબર–દિશાઓ જેમનાં વસ્ત્ર છે એવા મહાદેવ. બ્રહ્મા અને મહાદેવ પણ એ નાદ સાંભળી કંપ્યા. ઝમર (यमगृह)–ગઢ દુસ્મનના હાથમાં જવાની સંધિમાં

રાજવંશી રજપૂતાણીઓ ચિતાએ ચડી બળી મરી યમને ઘેર જતી હતી તે; એ ઉપરથી લાક્ષણિક અર્થ મહા અનર્થ, વિનાશ. થયો અસુર કુળમાં ઝમર–અસુરોએ વિનાશકાળ આવ્યો જોયો. ધુમ્ર જ્વાળા–રતુમડા આગના ભડકા. આફ્ણીએ–આપોઆપ, એની મેળે. આગ લાગવી અને ઘર પડી જવાં, એ બે ઉત્પાત તરીકે કવિએ અહીં યોજેલ છે.

૪૦–૪૫ હિરણ્યકશિપુના વધની હકીકત હવે કવિ આપે છે. ધરણુ (धरणि)–પૃથ્વી, ભોંય. કાળીરોળી–જે વખતે ઘણું કરીને રોળું પડે છે તે ભયંકર સમય; અર્થાત્ સંધ્યાકાળ. સરખાવો રોળું, રોળ, રોળવું, રાવ વગેરે. એ કુટુંબનો પૂર્વજ रु (બૂમ પાડવી) છે અને રોવું, રડવું, રડારોળ, કાંગારોળ વગેરેનો रुद् (રોવું) છે. 'કાળીરોળી' માં 'કાળી અંશ લાક્ષણિક 'ભૂંડી, ભયંકર' ના અર્થમાં છે; સરખાવો કાળો કેર. શર્વરી–રાત. અવની–પૃથ્વી. નરહરિ–નરસિંહ ભગવાન. હિરણ્યકશિપુએ બ્રહ્માનું વરદાન મેળવ્યું હતું કે હું દહાડે કે રાતે, ઘરમાં કે બહાર, પૃથ્વી પર કે આકાશમાં, ત્યમ મનુષ્યથી કે પશુથી એ મરૂં નહિ. આથી કવિ જણાવે છે કે સમય દિવસે ન હતો ને રાતે ન હતી, પણ સંધ્યાકાળ હતો; સ્થળ ઘરે ન હતું ને ઘર બહારે ન હતું, પણ ઘરનાં નેવનો ભાગ હતો; મારનાર મનુષ્યે ન હતો ને પશુએ ન હતું, પણ નરસિંહ સ્વરૂપ ભગવાન હતા; અને એને પૃથ્વીપરે હણ્યો ન હતો ને આકાશમાં એ હણ્યો ન હતો, પણ ભગવાને ખોળામાં રાખી હણ્યો હતો. રાયે ઊંચી ચડાવી આંખ–દૈત્યરાજના મોતિયા મરી ગયા. આંખની કીકી ઊંચી ચડી જવી એ મોત છેક પાસે આવ્યાની, અંતની વેળાની નિશાની છે. નખ દીધો–દૈત્યની છાતીમાં નખ ભોંકયો. નરસિંહના એક જ નખે દૈત્ય પૂરો થઈ ગયો. નાંખ્ય–નાંખીને. જુઓ કડી ૧૦. ૪૬. ભક્તપીડ ક્રોધ–પોતાના ભક્ત પ્રહ્લાદને દુઃખ દીધું હતું તે નિમિત્તનો ક્રોધ. ઉદે થયો–પ્રગટ થયો, ભભુકી નીકળ્યો. ઉદે (उदय) અને

હદે (હ્રદય) સાથે સરખાવો જે (જય) વગેરે. અસ્ત (અસ્થિ)-હાડકાં. કાળજ-કાળજું. રુધિર-લોહી. ચર્મ-ખાલ. ઈશ-મહાદેવ. કોટિ-કરોડ. સહસ્ર-હજાર. સ્તવ્યા-કોઈથી ન મરે એવા પાપી દૈત્યનો નાશ કર્યા બાબત ભગવાનની પ્રશંસા કરી. અંતરિક્ષ રહી-પાસે આવવાની હિમ્મત ન ચાલ્યાથી વેગળે આકાશમાં રહીને. વર-ઉત્તમ. સ્તવન-વખાણ, પ્રશંસા. અષ્ટમો-આઠમો.

પ્રેમાનંદ ભટ્ટ—ગુજરાતી ભાષાના કવિયોમાં સર્વોપરી મનાતા આ કવિનો જન્મ વડોદરામાં ચાતુર્વિંશી મોઢ બ્રાહ્મણની જ્ઞાતિમાં થયો હતો. ગુજરાતી ભાષાનું વાઙ્મય હિંદુસ્થાનની બીજી ભાષાઓની હરીફાઈમાં ઉત્કૃષ્ટ અને બહોળું થાય એ સારૂ એમણે અને એમના શિષ્યોએ વિવિધ પ્રકારના ગ્રંથો લખ્યા છે. કવિ વડોદરા, સુરત અને નંદરબારમાં રહેતા. મામેરૂં, સુદામાચરિત્ર, ઓખાહરણ, નળાખ્યાન, માર્કંડેયપુરાણ, અભિમન્યુઆખ્યાન અને ભાગવત સપ્તમ સ્કંધ, અષ્ટમ સ્કંધ અને દશમ સ્કંધ એ એમના ઘણા પ્રસિદ્ધ ગ્રંથો છે. એઓ સુમારે ઈ. સ. ૧૬૩૬-૧૭૩૬ ના ગાળામાં થઈ ગયા છે.

---

## રામચંદ્રજીની બાળલીલા

ભાગવત પુરાણના દશમ સ્કંધમાં કૃષ્ણ ભગવાનની બાળલીલા ગાઈ છે. ભાલણે એના ગૂજરાતી અનુવાદમાં તે સારી રીતે વિસ્તારી છે. એ જ આદર્શ લેઈ એણે 'પ્રભુ રઘુનાથ'ની લીલાનું રામબાલચરિત્ર લખ્યું છે. એમાં રામાયણના બાલકાંડની કથા સમાવવાનો કવિનો ઉદ્દેશ હશે, એમ એના નામ ઉપરથી અટકળ થાય છે. એ કાવ્ય અપૂર્ણ સ્થિતિમાં મળ્યું છે. અહીં આપેલાં દસ પદ એમાંથી લીધાં છે.

ભાલણનાં રામની બાળલીલાનાં પદમાં વત્સરસ ઊભરાઈ જાય

છે. લીલાસૂક્ષ્મ દૂકાળનો વત્સરસ અલૌકિક ભક્તભોગ્ય છે; રામ-ચંદ્રજીની બાળલીલાનો લૌકિક સર્વભોગ્ય છે. છતાં વચ્ચે વચ્ચે 'રઘુ-નાથ પ્રભુ' પ્રત્યેની કવિની રતિ ભભકી ઊઠી અલૌકિક વત્સ રસની ઝાંખી કરાવે છે.

પદ ૧. આ પદમાં ભાંખડીએ ચાલતા બાળકની ચેષ્ટાનું વર્ણન છે. રીખે ( रिङ्ख् )–ભાંખડીએ ચાલે છે, ઘૂંટણ ઘસીને ચાલે છે. છેડા-કેડે વીંટેલા બાળવસ્ત્ર (બાળોતિયા)ના છેડા. પાયે કરી ચાંપે–પગથી દબાવે છે, જેથી કરીને બાળોતિયું નીકળી જાય છે. ગોત્રજ માનો ઘૃતદીવડો–ગોત્ર દેવીનો ઘીનો અખંડ દીવો. લાવી (लू)–કાપીને કડકા કરીને; સરખાવો મરાઠી लावणें. આકુલિત–ગભરાયલી. બારણિયે બેસે–'નોકર તો ગફલત કરે. એમને શું?' એમ માની માતાની અધી-રાઇથી, રામચંદ્રજી આંગણામાં રમતા હોય તેમની ખબર રાખવાને કૌશલ્યાજી પોતે બારણામાં બેસે છે. રાયતણા મેગળ–દરબારના ચોકમાં ઊભા રાખવામાં આવતા હાથી; જુઓ ભાલણકૃત કાદંબરી, પૂર્વ ભાગ કડવું ૧૧, કડી ૪, 'અનેકિ ગજની ઘટા દ્વારિ ઝરિ મદની ધાર.' તેમને સંસ્કૃતમાં यामगज કહે છે; શાથી જે તે પ્હોરે પ્હોરે બદલાય છે. દિન કેમ જાશે–આપણાથી એ શી રીતે જળવાશે ને ઊછેરાશે? ભાલણ પ્રભુ રઘુના-થજી બાંધે૦–કવિ કહે છે કે ભગવાને તે તે બાલચેષ્ટા કરી સુતવાત્સલ્યના પાશથી તેમને સજડ બાંધી લીધાં; જેથી તેમણે ના ના કહેતાં જીવની પેઠે તેમને જાળવ્યા ને ઉછેર્યા.

પદ ૨. આ પદમાં ઊભા થઈ ચાલવાનું શીખતા બાળકની ચેષ્ટાનું વર્ણન આવે છે. અપરંપાર ( आ परं पारम् )–અત્યંત, બહુ જ. ઢળી પડે મહી માથ–ભોંય પર ધબ બેસી જાય છે. 'ઉપર'ના અર્થમાં 'માથે' કચ્છ કાઠિયાવાડમાં વપરાય છે. આફણિયે–આપોઆપ, પોતાની મેળે. ઊલાળે (उल्लल्)–ઊછાળે છે. જુઓ ગાડું ઊલાળવું. અલંકાર–ઘરેણું;

અહીં કોટનું ઘરેણું. અર્ધાંગે–શરીરના વામ અર્ધમાં; અર્થાત્ ખોળામાં ડાબે પાસે. કમળા–લક્ષ્મી. સદા એ અર્ધાંગે કમળા તે શું કરે શણુ-ગાર–પ્રતિભાની દૃષ્ટિએ જોતો કવિ કહે છે કે લક્ષ્મીજી જેમના અર્ધાંગે સદાએ રહે છે એવા વિષ્ણુ ભગવાન, તે જ રામચંદ્રજી થઇને અવ-તર્યા છે; તે તુચ્છ હાલરાને શું કરે? તે એમની નજરમાંએ ન આવે; એટલે ઉલાળીને ફેંકી દેવાનું કરે જ. જેમ મ્હાલે માતંગ–હાથી ડોલતા હીંડે છે તેવી રીતે.

પદ ૩. બાળકને બોલતાં શીખવવા માતાની અધીરાઇનું અને બાળકની હુંકારા બખારા આદિ ચેષ્ટાનું આ પદમાં નિરૂપણ છે. બચ્ચ લાલ–હે વત્સ, હે લાલ! રઘુ બાળા–હે બાળેરા, ન્હાનકડા રઘુવંશી! ‘મા’ કહે તો–મા શબ્દ બોલે તો. સારૂં સઉ એ કામ–કુંવરને બોલા-વનારના સઘળા એ મનોરથ પૂર્ણ કરૂં. ચતુરા એક ચકલું૦–જ્યારે બાળક બોલતાં શીખતું નહિ, ત્યારે ચકલું પકડી બાળકના મ્હોમાં તેનું મ્હો ઘાલીને બોલાવતાં. આ ટુચકો માતાજીને વારે એટલે કે રવિવાર મંગળવારે કરતા, જેથી નડતર દૂર થઈ બાળક બોલે. મોટી ઉંમરના માણસના સંબંધમાં પણ બોલતાં શીખવવાના અર્થમાં ‘મ્હોમાં ચકલાં બોલાવવા’નો રૂઢિપ્રયોગ અત્યારે વપરાય છે. આદ્ય પુરુષ અવતાર–સૃષ્ટિની એ આદિમાં વિદ્યમાન આદિભૂત જે વેદોક્ત सहस्रशीर्षा पुरुष વિષ્ણુ ભગવાન, તેમના અવતાર રામચંદ્રજી. શિશુપણું સંપૂરણ૦–પોતે વિષ્ણુ ભગવાનના અવતાર છતાં રામચંદ્રજી બધીએ ન્હાના બાળકની માનવી ચેષ્ટા કરતા જણાય છે. આ કવિની ઉક્તિ છે. ગુરુ–રાજપુરોહિત વસિષ્ઠ મુનિ. વિરંચિ–બ્રહ્મા. જ્ઞાનદૃષ્ટિથી ગુરુ૦–કુળગુરુ વસિષ્ઠ વિચારે છે કે કુંવર બોલતા કેમ નથી? તેઓ જ્ઞાનચક્ષુએ જ્યારે એમ જુએ છે કે રામચંદ્રજી તો ભગવાનનો અવતાર છે, ત્યારે ભક્તિભાવથી તેમને મનથી નમે છે અને મનમાં પૂછે છે કે ‘મહારાજ! આ તમે શું કરો

છો? સઉથી પ્રથમ ઉત્પન્ન થનાર બ્રહ્મા પણ તમારા આગળ દીકરા જેવા છે; એટલા તમે મોટા છો. તો પછી, મને ગુપ્તપણે કહો વારૂં, બોલતાં ન આવડનાર ધાવણા બાળકની ચેષ્ટા તમે શા માટે કરો છો?' વાણી ન પ્હોચે વેદ–શ્રુતિ પણ તમારૂં સ્વરૂપ વર્ણવી શકતી નથી; ઉપનિષદ્ પણ નેતિ નેતિ કહી અટકે છે: અગમ (આગમ)–ષટ શાસ્ત્ર. પળમાં બ્રહ્માંડ૦—આ પણ વસિષ્ઠની ઉક્તિ છે. માય–(૧) માયા, માયિક ચેષ્ટા, લીલા; (૨) બાળકના મુખમાંથી પ્રથમ નીકળતો 'મા' શબ્દ. ગહન ગતિ ન પમાય–તમારી લીલા અકળ છે; તેનો મર્મ કોઈ પામી શકતું નથી.

પદ ૪. માની નજર ચૂકવી બાળક સટકી જાય છે તેની ખોળાખોળ થઈ રહે છે, તેટલામાં બાળક ગુપચૂપ આવી માનાં કપડાંમાં સંતાય છે: એ લીલાનૂં આ પદમાં સુંદર વર્ણન છે. હું તો શોધી વળી સઘળા બાળા–જ્યાં જ્યાં બાળકો ટોળે મળી રમતા હતા ત્યાં બધે હું જોઈ વળી કે એમાં મારા રામજી છે? કુંવર શી રીતે ખોવાયા તે કહે છે, મેં તો કેડેથી ઊતાર્યો હ૦. કૌશલ્યા કુંવરને કેડેથી ઊતારી, કંઈ કામ પડે છે તે કરવા રહે છે. મનુષ્યાવતારી ભગવાન તેથી ખોટૂં લગાડે છે અને છાનામાના સટકી જઈ માને દોડાદોડ કરાવે છે. સરખાવો ભાલણકૃત ભાગવત દશમ સ્કંધનું 'માતાને મોહનજી ધાવે૦' એ પદ. બાઈ! નજર ચૂકી૦–જુઓ કે કૌશલ્યા અહીં પોતાનો જ દોષ કાઢે છે. એમનામાં અને જસોદાજીમાં જેટલો ફેર છે, તેટલો રામ અને કૃષ્ણની પાત્રતામાં કવિએ ફેર રાખ્યો છે. કૃષ્ણ રીસમાં મહીની ગોળી ફોડતા સુધી અટકતા નથી, જ્યારે રામચંદ્ર ઘડીક ખોળાખોળ કરાવી માની ગોદમાં આવી ભરાય છે. પ્રસ્તુત ચરિત્રમાં ઊંડો બોધ પણ સમાયો છે. કવિ ગર્ભિત રીતે કહેવા માગે છે કે સંસારકાર્યમાં ચિત્ત લગાવતાં સંસારી જન રામ રૂપી રતન ખોઈ બેસે છે. અનુચર–

સેવક, નોકર. જુઓ–શોધ કરો. બાઈ! બ્રહ્માંડે૦—નાટકમાં અપવારિતક (aside) સૂચિની ઉક્તિ આવે છે, તેને મળતી આ કવિની ઉક્તિ છે. રામલીલા ગાતાં તદાકાર ભાલણ રામચંદ્રજીના વારાનો બની જાય છે; અને ભક્તની ભાવિક દૃષ્ટિએ ભાળતો કહે છે કે 'માજી! જુઓ, રામજી તો બ્રહ્માંડમાં ભરાયા છે. ખમા એમને!' મુનિ વસિષ્ઠ વર્ણવે૦–વસિષ્ઠ પુરોહિત હોવાથી રાણીનો મોકલ્યો સેવક તેમને પ્રશ્ન કરવા જાય છે. મહર્ષિ નિરંતર વેદના રટનમાં મગ્ન રહે છે. તે ભગવાન સાથે લાગેલી તાળીને લીધે ઉત્તર આપે છે, કે રામજી તો સંસારમાં સર્વમાં રોમે રોમે રમી રહ્યા છે. વસિષ્ઠના ઉત્તરમાં રામ શબ્દનું નિર્વચન સમાયલું છે. બાઇ! રામ તારો શોધે૦–આ પણ ભાવિક કવિની એકાં· તરે કહી તેવી ઉક્તિ છે. રાતાતાતા–કુંવરને વ્હીલા મૂકયા બાબત કોપાયમાન (રાતા) અને કુંવરનો પત્તો ન લાગ્યાને લીધે સંતપ્ત (તાતા). પ્રભુ ભરાણા કૌશલ્યાની ગોદ–શોધાશોધ થતાં સંતાવાની જગાએથી નીકળી રામચંદ્રજી ગુપચૂપ માતાનાં કપડાંમાં ભરાઇ જાય છે. ગોદ–ખોળો; અહીં 'ખોળાનાં કપડાં' એવો અર્થ થાય છે.

પદ ૫. કુંવર ખોવાયા હતા તે જડ્યા તે વિશે નગરની સ્ત્રીઓમાં વધારાઘટારા સાથે જે વાત થાય છે, તે આ પદમાં આપી છે. લુગડે લપેટ્યો–પહેરેલી સાડીમાં લપેટાયલો, લોટપોટ થઈ સંતાયલો. હેલી–અલી. ગોદમાં ઘાલી૦–સ્ત્રીઓમાં એક મ્હોએથી બીજે ને બીજેથી ત્રીજે વાત જતાં કેવો પાઠાફેર થાય છે, તે અહીં દર્શાવેલ છે. અચરજ–વિસ્મય સાથે કૌતુક. કહું હું તને–ઘણાંને 'હું તને કહું' વચ્ચે વચ્ચે કહી વાત કરવાની ટેવ હોય છે, તે વાંચનારના લક્ષમાં હશે. કારમો–લોકોત્તર, અલૌકિક. પરબ્રહ્મમાં પરાક્રમ૦–રામચંદ્રજીમાં ઐશ્વરી વિભૂતિ જોતી કોઈ ભાવિક સ્ત્રીનું આ કહેવું છે. તે જુએ છે કે ભગવાનજ પોતાના પરાક્રમે ભૂમિનો ભાર ઊતારવાને અવતર્યા છે. એ

સમજથી તે વિમાસે છે કે ત્યારે લક્ષ્મીજી રામચંદ્રજીનાં ગૃહિણી થવા અહીં અવતર્યાં હશે? અલબત, જનક રાજાને ત્યાં સીતાજી પ્રગટવાનું આ કાકુરૂપે સૂચન છે. શિવ સનકાદિક ચવે૦–ભગવાનની માનુષી લીલા વિશે બીજી એક ભાવિક સ્ત્રીની આ ઉક્તિ છે. ચવે–કહે છે. ચૌદ લોક–અતળ વિતળ આદિ સાત પાતાળ અને ભૂલોક ભુવર્લોક આદિ સાત લોક. ઊછંગ (उत्सङ्ग)–ખોળો. પાલવડો ઝાલે–ખોળામાં બેઠા બેઠા પાલવનો છેડો લેઈ રમે છે.

પદ ૬. રામચંદ્રને ફોસલાવી પટાવીને કૌશલ્યા ઝુલડી પ્હેરાવે છે, તે આ પદમાં કવિ વર્ણવે છે. ઝુલડી–કસબી ઝુલવાળું કેડિયું. ઉષ્ણ-કાળ–ઊન્હાળો. કશ્યપસુત–કશ્યપ મુનિના પુત્ર સૂર્ય નારાયણ. જગને લાગે જ્વાળ–જાણે આગના ભડકા શરીરે અડતા હોય, તેમ તાપથી જગત બળ્યું બળ્યું થઈ રહ્યું છે. વિષધર–સાપ, નાગ. સૂખડી–મીઠાઈ; જુઓ સૂખડિયો. ન્હાના નરપતિ–બાળ રાજા, કુંવર. કૌસ્તુભ મણિ સરખી–કસબી કૂમતાને લીધે કૌસ્તુભ મણિના જેવી ચળકતી, કૌસ્તુભનું સ્મરણ આપતી. ભૂલે–ખોઈ આવે; જુઓ લોકગીત 'મનના મોહનજી રે, તનના ત્રીકમજી રે; ઝુલડી ક્યાં રે વીસારી?' સોંપ્યું–માતા કૌશલ્યાએ સમર્પ્યું.

પદ ૭. આકાશનો સૂરજ આણી આપવા રામચંદ્રજી હઠ કરે છે, તેમને હીરા મોતીની ઊઢાણી ગૂંથી આપી કૌશલ્યા સમજાવે છે; તેનું આ પદમાં નિરૂપણ છે. એની સાથે નરસિંહ મહેતાનું 'આવડી રાઢ શી? વિટ્ઠલા! તુજને ગગનથી ઇંદુ ક્યમ આપું આણી?' એ પદ અને 'મા, મને ચાંદલિયો વ્હાલો' એ લોકગીત સરખાવવા જોગ છે. આડો–હઠ, રાઢ. આપ–શરીર. આદિત્ય–સૂર્ય. દિનકરથી આ દેહ તમારો–સૂર્ય ભગવાન તો તમારા આદિ પુરુષ છે. અર્ભક–બાળક, ન્હાનકડા રામચંદ્ર. ધંધ–રાઢ. ધ અને ધાંધળ સં. દ્વન્દ્વ (યુદ્ધ) સાથે સંબંધ ધરાવે છે. ધંધાના અર્થના ધંધ શબ્દકૃત ભ્રમને લીધે જાતિ બદલાઈ

છે. દહાડી–દરરોજ. અંતર–મન. મણિ મુક્તા–મુક્તામણિ, મોતી. હરિને આવ્યું હાસ–મારૂં મન મનાવવા માતુશ્રીએ મને ભરમાવવાની કેવી યુક્તિ રચી છે એમ કરી ભગવાનને હસવું આવ્યું. આડો જોવા આદિત્ય થંભ્યા–સૂર્ય ભગવાન ન્હાનકડા કુંવરની રાઢ જોવા રથ અટકાવી ઊભા રહ્યા. તેઓ વિમાસતા હતા કે જોઇયે, વડાં વહુ કેવી રીતે કુંવરનું મન મનાવે છે? એટલામાં 'લે, ભાઈ, આ સૂર્ય' કરી કૌશલ્યાએ હીરામોતીની ઊઢાણી ગૂંથી કુંવર આગળ ધરી, ત્યારે તેમની કુશળતાથી વડીલ ચકિત થઈ ગયા. રઘુનાથ રીઝાણા૦–માતાનો શ્રમ લક્ષમાં લેઈ ભગવાન પણ પ્રસન્ન થયા; અને ભોળું અજ્ઞાન બાળક જેમ ભરમાય, તેમ જાણી બૂઝી ભરમાયા.

પદ ૮. માતાપિતા જુએ છે અને ચાર ભાઈ આંગણામાં રમે છે, તેની હકીકત આ પદમાં છે. સાધ–સાધના. ખેલે શસ્ત્ર અસ્ત્રની સાધ–રમતમાં ખાંડાબાજી અને તીરંદાજી રમે છે. રાક્ષસનાં માટીનાં પૂતળાં ઉપર ખેલામણાની તરવાર અને ખેલામણાનાં તીર ચલાવે છે. વાદ–હોડ. કાંસી–કાંસીજોડા. નિરંજન–નિર્મળ, નિર્લેપ ભગવાન. નાગા–શરીરે ઊઘાડા. નિરંજન ન્હાના ને નાગા દેખી૦–ભગવાને પૃથ્વી ઉપર બાળક રામચંદ્રરૂપે અવતાર લીધેલો જોઈ અને તેમને અસ્ત્રશસ્ત્રની રમત રમતા જોઇ દેવતાઓ રાક્ષસનો ભય ભાગ્યો, ત્રાસ ટળ્યો સમજે છે. આઘા લાવે ને પાછા૦–રામચંદ્રજી લક્ષ્મણને અને ભરત શત્રુઘ્નને પોતપોતાની નજીક આવવા દે છે અને તે પકડી પાડે તે પહેલાં વેગળા દોડી જાય છે. ફરે રવિ શશી જયમ–જેમ અમાવાસ્યાએ સૂર્ય ચંદ્ર પાસે આવી જાય છે અને પછી પાછું અંતર પડી જાય છે, તેમ જ બે બે ભાઇઓની વચ્ચે થાય છે. જોડે–બે બેની જોડમાં. વસ્ત્ર–કેડે વીટેલું ફેંટિયું. ખેલે–બાળલીલા કરે છે.

પદ ૯. આ અંજનલીલાનું પદ છે. નેત્રસરોજ–કમળ જેવાં નેત્ર.

ઉપમા પુંડરીકાક્ષ નામની સ્મૃતિ આપે છે. જનની–માતુશ્રી કૌશલ્યા. આતા (आत्मज)–હે પુત્ર. આંખથી આદિત્ય ઊપનો–સૂર્ય તે ભગવાનની જમણી અને ચંદ્ર તે ડાબી આંખ છે; એ પુરાણવાક્ય અહીં અનુલક્ષિત છે. માનાં મિથ્યા છે વેણુ–ભક્તિભરિત હૃદયે કવિ કહે છે કે આંખ ન દૂખે માટે અંજન અંજાવવા કૌશલ્યા રામચંદ્રને કહે છે. એ માતુશ્રી તરીકેની એમની કાળજી ઠીક છે. બાકી ભગવાનની આંખ દૂખવી એ વાત તો મિથ્યા છે. સૂર્ય ચંદ્ર જેમાંથી પ્રગટે છે, તે આંખ દૂખવી કેવી ને કાજળથી તેનું તેજ વધવું કેવું ? ઊપનો (उत्पन्न)–પ્રગટ્યો. રેણુ ઊરાડે છે–આંખ અંજાવવી ન પડે એટલા માટે રામચંદ્રજી બહાર નાસી જાય છે. કૌશલ્યા તેમને પકડવાનું કરે છે. માતા પાસે આવી પ્હોચતાં કુંવર પાવડીએ ધૂળ ઊરાડી તેમની આંખો પૂરી નાંખે છે અને પોતે મહેલમાં જતા રહે છે. કૌશલ્યા આંખ ચોળતાં તેમની પૂંઠે દોડે છે. આગળ કુંવર અને પાછળ કૌશલ્યા એ બેની દોડાદોડનો દેખાવ જોવા જેવો થાય છે. માતા કુંવરને પકડી ખોળામાં બેસાડે છે. ત્યારે પાલવનો છેડો લેઈ રમતાં સોડિયામાં ભરાઈ ધાવવા મંડી જાય છે. એ લાગ સાધી કૌશલ્યા કુંવરની આંખ આંજે છે, તે આક્ષિપ્ત છે. પાદુકા–પાવડી. વિધિ–બ્રહ્મા. શંભુ–શિવ. એ રજ૦–અહીં ભગવાનના પગની રજનું દુર્લભપણું અને પવિત્રપણું વર્ણવ્યું છે. જોડ–આગળ કુંવર અને પાછળ માતા, એ બેની જોડ. પયપાન કરે–ધાવવા મંડી જાય છે. ભાલણપ્રભુ૦–ભાલણ તો મનથી ઓળખે છે કે બાળચેષ્ટા કરતા રામચંદ્રજી તે સાક્ષાત ભગવાન જ છે.

પદ ૧૦. પ્રકીર્ણ બાળચેષ્ટાનું આ પદમાં મનોહર વર્ણન છે. રવિકુળભૂપ–જેમ રાજા લોકમાં શ્રેષ્ઠ છે, તેમ રઘુવંશમાં ઉત્તમ (રામ). રમતા–રમે છે. કવિતામાં વર્તમાનકૃદંત વર્તમાનકાળના રૂપના બદલે વપરાય છે. માયામાનવ–દેખવામાત્ર મનુષ્યનો, મનુષ્ય ન છતાં મનુષ્યનો

જણાતો. રામચંદ્રનો દેહ મનુષ્યનો જણાતો હતો; પરંતુ તેમનાં પરાક્રમ દેવથી પણ ચડિયાતાં હતાં. આપે-જાતે. અકળ સ્વરૂપ-જેનું રૂપ કોઇના જોવામાં આવતું નથી એવા. કાલી-મધુર પણ અસ્પષ્ટ. જુઓ कल, काकलि, कल्य, કાલું, કલબલ વગેરે. લાજે શેષ સરસ્વતી૦-વાણીની અધિષ્ઠાત્રી દેવી સરસ્વતી અને વ્યાકરણ દર્શનના આચાર્ય શેષનાગ ભગવાનને અશુદ્ધ વાણી બોલતા જોઈ શરમાય છે. કેમકે પરમ શુદ્ધ વેદ ભગવાનના મુખમાંથી નીકળ્યાની એટલે કે ભગવાનની વાણી હોવાની પ્રસિદ્ધિ છે. પતંજલિ મુનિએ, ભગવાન પાણિનિનાં સૂત્રો ઉપર महाभाष्य લખ્યું છે. એઓ શેષનાગના અવતાર હતા એમ કહેવાય છે. भाष्यના આરંભમાં ભાષાશુદ્ધિ વિશે કર્તાએ બહુ આગ્રહ બતાવ્યો છે. સુરપતિ-ઇંદ્ર. લક્ષ્મણ સરજૂજી ભણી૦-બાળકોને નદીમાં રમવું બહુ ગમે છે, તેથી તે નદીએ નાસી જાય છે; એનો અહીં નિર્દેશ છે. ભાઇઓ ભૂંડા પડે-માતુશ્રી પૂછશે તો શો જવાબ દેઇશું, એમ વિચારી ભરત અને શત્રુઘ્ન છોભીલા પડી જાય છે; તેમના મ્હોનું નૂર ઉડી જાય છે. બહાર ન જાશો૦-દશરથ રાજાની પુત્રો પ્રતિ આ ઉક્તિ છે. યજ્ઞ યાગ ઝંપાઈ ગયા-યજ્ઞના અગ્નિ બૂઝાઈ ગયા છે, યજ્ઞ બંધ પડ્યા છે. સં. वि+ध्मा, પ્રા. विज्झा (જુઓ હૈ. વ્યા. ૧૮।૨।૨૮।)ના પ્રેરકના અકર્તરિ (passive) રૂપ ઉપરથી ઉપસર્ગ ઊડી જઈ જૂ. ગૂ. ઝંપા અને ઉપસર્ગ ટકી રહી ચાલુ બૂઝ મૂળ થયાં છે. મારીચ, સુબાહુ વગેરે રાક્ષસો યજ્ઞનો ભંગ કરતા હતા અને મુનિઓને પીડતા હતા, તેથી યજ્ઞયાગ બંધ પડી ગયા હતા. રાક્ષસ મારાં રમકડાં૦-આ રામચંદ્રજીની ઉક્તિ છે. એનો ઉપરથી અર્થ એવો છે કે હું તો(ખેલામણાંના) રાક્ષસ સાથે રોજ તીરંદાજી કરૂં છું. એ તો મારાં ખેલામણાં છે. કટ કટ હું એમનાં માથાં કાપી નાંખું છું. ભગવાનનાં વચનનો મર્મ એવો છે કે મારે મન (ખરેખરા) રાક્ષસ તો રમકડાં જેવા છે. એમને એકે એકને હું તીરથી વીંધી નાંખીશ. કવિ ભગવાનની ઉક્તિમાં રહેલા ધ્વનિની પુષ્ટિમાં કહે છે

કે અરે એમને મોટા તો થવા દો. એ સામે પગલે ખુદ રાવણને મારવા ધાશે અને રાક્ષસોનો સંહાર કરી ધરણીને ધારણ દેશે. દશશીશ-દસ માથાંનો રાવણ. દળવા-સંહારવા. ધરણી-પૃથ્વી. ધીર-ધીરજ. વાણી સુણી૦-ન્હાનકડા રામચંદ્રનાં શૂરાતન ભરેલાં વચન સાંભળી સભાજન ચકિત થયા. તેમને ભાસ્યું કે જરૂર એ રાક્ષસો સામે કંઈ ધંધ મચાવશે. કેમકે એમનામાં મીઠાશની સાથે ઇષ્ટ ફળ આપનારા શૌર્ય ધૈર્ય આદિ અનેક ગુણો છે અને આકૃતિ મનોહર હોવાની સાથે ઉત્તમ ચરિત્ર છે. એ તો શેલડીને પેરીએ પેરીએ ફળ બેઠા જેવું અને સોનાને સુગંધ વળગ્યા જેવું છે. ધંધ શબ્દ યોગ (etymology) બળે રામ અને રાવણના લોકોત્તર ભાવિ યુદ્ધની સૂચના આપે છે. દૂરથી આવે૦-દિવ્ય વિભૂતિની રહેજ ઝાંખી કરાવી ભગવાન પાછા બાળ ચેષ્ટાથી સૌને માયાના આવરણમાં ઘેરી લે છે. ધાવી ધરાઈ કરે કોગળા૦-ધર્મના ખાસ રક્ષક છતાં ભગવાન માનુષી લીલા કરે છે અને સૌના ઉપર મ્હોમાંના દૂધના કોગળા કરે છે. એઠાં થઇયે જો અમે-આ કૌશલ્યાની ઉક્તિ છે. માતા શીખામણ દે છે તેથી જાણે વાંકું પડ્યું હોય તેમ રામચંદ્રજી માતાનો છેડો ઝાલીને ખેંચે છે ને તેમને ભોંય પાડી નાંખે છે. ભાલણ પ્રભુ૦-બાળલીલા કરતા રામજી પ્રત્યે પરમાત્મબુદ્ધિએ કવિ કહે છે, કે હે પ્રભુ! મને તમે સદા તમારા ચરણે રાખજો.

કવિ ભાલણ પાટણના રહેવાસી અને નાતે તરવાડી મોઢ બ્રાહ્મણ હતા. એઓ ઈ૦ સ૦ ૧૪૩૯ થી ૧૫૩૯ ના ગાળામાં થઈ ગયા છે. બાણની કાદંબરીનું પદ્યાત્મક ભાષાન્તર, શ્રીમદ્ભાગવતનો દશમ સ્કંધ, સપ્તશતી, રામબાળલીલા, નળાખ્યાન વગેરે એમના પ્રસિદ્ધ ગ્રંથો છે.

---